# નિ વે દ ન.

જાતકકથાઓને આપણે જૈન સાહિત્યમા ભવકથાઓ કહીએ છીએ. બૌદ્ધોની જાતકકથાઓ પારવગમની છે, ટૂંકી ટૂંકી પણ સ્પષ્ટ અર્થ વાળી ભૂતકાલીન પણ વર્તમાનને અવિશુદ્ધ ભાવે સ્પર્શતી એ કથાઓએ સામાન્ય લોકસમૂહને અને વિદ્વજ્જનોને પણ વિસ્મિત કર્યા છે

માનવ-જીવન એ કુદરતનો અકસ્માત્ નથી. રગીલો રાજવી મનસ્વીપણે વર્તે-કોઇને કારાગ્રહમા પૂરે, કોઇને લુંટી લ્યે અને કોઇને રાજવૈભવથી રગી દે તેમ પ્રકૃતિ સ્વચ્છદી-આપખૂદ નથી મનુષ્યનુ જીવન એક સળગ સૂત્ર છે મનુષ્ય જીવનમા અનુભવાતા હર્ષ-શોક, અને ઉન્નતિ-અવનતિ એ બધા નિષ્કારણ નથી-તેમ નિરર્થક નથી દરેક ઘટનાનું મૂળ કારણ થોડે-ઘણે અંશે પૂર્વભવમા વર્ત્તતું હોય છે ભવિષ્યમા પણ એ જ બળ, ચોક્કસ પરિણામ તરફ લઇ જાય છે.

ભવકથાઓમાં માનવજીવનના ઘણા ગભીર પ્રશ્નોના ઉત્તરો ગુંથ્યા છે. લોકોને એ વાતો સાંભળવામા રસ પડે અને સાથે સાથે માનવ-જીવનની સ્હેજે ન સમજાય એવી સમસ્યાઓના ઉકેલ થતા જાય એ જ આ ભવકથાઓની મહત્તા અને અપૂર્વતા છે.

ભવકથાઓ તો બીજ છે એમાથી ઇતિહાસના, સામાજિક વિકાસના, લોકશિક્ષણના અનેક કુલઝાડો ઉઝેરી શકાય, ભવકથાઓ રૂપી ઉદ્યાનમા અનેક જડીબુટ્ટીઓ પણ હશે. માત્ર એને પારખનાર જોઇએ

શ્રી ચમન સંઘવીએ આજની શૈલીએ જૈન સાહિત્યની એ પ્રાણવાન કથાઓ આલેખી છે. આજ સુધી કેવળ ઐતિહાસિક જૈન જ્યોતિર્ધરોના જીવન-ચરિત્ર વાચકવર્ગ પાસે ધરવાની અમારી પરપગામા આ સાહિત્યથી એક નવો જ મણુકો ઉમેરાય છે. એક અર્થમાં ભવકથાઓ પણ ઐતિહાસિક જ છે અમને ઉમેદ છે કે આ કથાઓને "જૈન" પત્રનો વાચકવૃદ વધાવી લેને.

જૈન ઓફીસ
તા ૮-૨-૩૪
વસંત પચમી ૧૯૯૧.

દેવચદ

# પ્રસ્તાવના.

એક માનવી અન્ય માનવી કે માનવસમાજ પાસે સ્વરચિત વસ્તુપુંજને સરલતાથી પ્રાગટ્યનું સ્વરૂપ આપી શકે. પણ જ્યારે તેની સમક્ષ તે વસ્તુપુંજ પરત્વેના સ્વદષ્ટિબિંદુ ને અન્યની દષ્ટિઓનો વિચાર કરી પ્રયોગાત્મક પદ્ધતિપૂર્વક રજુ કરવાનું કહેણુ આવે ત્યારે તે પળભરનો સંક્ષોભ તો ચોક્કસ અનુભવે. પ્રાસ્તાવિક બોલનો અર્થ પણ એ ન હોય ?

પ્રસ્તાવના એટલે ભૂમિકાનું આંતર્ગત સ્વરૂપ. અમુક વસ્તુને અવલંબતી ભૂમિનો અંગુલિનિર્દેશ કરી સહયોગીને ત્યાં જવાનું સૂચવતાં તેને તે વસ્તુ અને તે ભૂમિને અનુલક્ષી અમુક પ્રશ્નો ઉદ્‌ભવી શકે. અંગુલિનિર્દેશકારથી તે પ્રશ્નોને અનુત્તર તો ન જ રખાય.

આ કથાઓ અને તેનું સ્થાન સૂચવતી ભૂમિકા–પ્રસ્તાવિક બોલ–પ્રત્યે જવાનું સૂચવતાં સુચવનારે પાન્થિકને ઉદ્‌ભવી શકતા પ્રશ્નોનો પ્રથમથી જ ઉકેલ કરી નાખવો જોઈએ; કોઈ તેનો અર્થ દોઢડહાપણુ પણ કરી શકે.

આ કથાઓને અવલોકતાં અવલોકનારને પ્રથમ પ્રશ્ન તો એ જ ઉદ્‌ભવે કે વર્તમાનને અપેક્ષતા વાસ્તવિક જીવનના પ્રશ્નોને તજી દઈ ઇતિહાસજૂના આ પ્રસંગોમાં પુનરાવર્તનના પ્રાણ પૂરવાની શી જરૂર ? બીજો પ્રશ્ન તેનો એ હોઈ શકે કે કાળબળથી અલિપ્ત એવા મહાન્ પૂર્વાચાર્યોએ સૃજનજૂના પસંગોને નિજની વિકસિત અને ક્ષેત્ર–કાલા-

બાધિત દૃષ્ટિદ્વારા જે રસ પાયો તે રસમાથી તે પ્રસંગોને ખેચી લઇ વર્તમાનની સામાન્ય દૃષ્ટિ અને શૈલિની સરાણ પર તેમને મૂકવાનું અક્ષમ્ય પાપ શા અર્થે ? આ સિવાય બીજા અનેક પ્રશ્નો હોઈ શકે પણ સામસામા દૃષ્ટિબિંદુઓથી સર્જી શકાય તેવા આ બે જ પ્રશ્નો એક સુધારકનો, બીજો રૂઢિચુસ્તનો. બને આવા મર્જનની સામે અટકાયત રૂપે ઉભા રહેનારા.

જૈન સાહિત્ય એવુ અપૂર્વ અને અદ્વિતીય છે કે તેમાથી કોઇ પણ વસ્તુ કે કોઇ પણ પ્રસંગને વર્તમાનની અમુક માન્યતાથી રંગાઇ ગયેલી દૃષ્ટિના યોગે પ્રમાદપૂર્વક જતા કરવા, તેના સરખી અક્ષમ્ય ભૂલ સાહિત્યની સૃષ્ટિમા બીજી ન હોઇ શકે સાહિત્યનુ સર્જન વર્તમાન જીવનની જ સમીક્ષા કરવાને કે ફક્ત તેના પર જ પ્રકાશ ફેંકવાને નથી યોજાયુ, પણ ભૂતજીવન કે જેની પંક્તિઓમાથી, આપણે પ્રેરણા પામી શકીએ, જેને માટે આપણે ગર્વ ધરી શકીએ, કે જે અસ્પષ્ટ રીતે પણ આપણા જીવનને સુસ્પર્શી જતી હોય તેને પણ સાથે જ લઇ લેવાને યોજાયુ છે. આ ભવકથાઓ એવા ભૂતજીવનના પ્રસંગો પર રચાયેલી કથાઓ છે.

જૈન સાહિત્યે સ્પષ્ટ રીતે જો કે વૈરાગ્યના મંદિરમા ખેચાઇ આવતા માનવોમા જ સાચી માનવતા કલ્પી છે, એટલે કે સાચી માનવતા તરીકે તેણે શ્રમણ માનવતાને જ સ્થાન આપ્યુ છે, છતા અસ્પષ્ટ રીતે તે વૈનંતિક, નૈતિક કે પારનૈતિક માનવતાને પણ માનવતાના મંદિરમા સ્થાન આપી શકે છે, તે તીર્થંકરની શ્રમણ માનવતાની પ્રશંસા કરી શકે છે, તે વાસુદેવ કે પ્રતિવાસુદેવની વૈનંતિક કે પારનૈતિક માનવતાને વર્ણવી શકે છે તે બાહુબળ કે ચક્રવર્તીની નૈતિક કે વૈનૈતિક માનવ-તાને સ્થાન આપી શકે છે અને આવી રીતે ભિન્ન ભિન્ન ધ્યેય અને ભિન્ન ભિન્ન આદર્શધારીઓને મહાપુરુષોના મંદિરમા સ્થાન આપી તે પોતાની મહત્તાનું દિગ્દર્શન કરાવી શકે છે આવા દિગ્દર્શનનુ પરમ સ્થાન તે ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર.

ત્રિશષ્ટિ શલાકા પુરુષ ચરિત્રનું સ્થાન દુનિયાનાં ચરિત્રોમાં અદ્દભુત છે. તેના કર્તા શ્રી હેમચંદ્રાચાર્યે સ્વીકારેલું માનવતાનું ધોરણ પ્લુટાર્કે પેખેલ અને સ્વીકારેલ માનવતાના ધોરણ કરતાં પણ વિશાળ, સર્વગ્રાહ્ય અને મહાન આર્યદષ્ટિનું છે. પ્લુટાર્ક અમુક સરાણ પર ચડી ચૂકેલા માનવશ્રેષ્ઠોની જ માનવતા સ્વીકારે છે, જ્યારે શ્રી હેમચંદ્રાચાર્ય ગમે તે સરાણ પર શ્રેષ્ઠ તરીકે સિદ્ધ થઇ ચૂકેલા માનવોને માનવતાના મંદિરમાં સ્થાન આપે છે. આ પરથી નથી લાગતું કે ચરિત્ર-કથનમાં પ્લુટાર્ક કરતાં હેમચંદ્રાચાર્યનું સ્થાન ઉંચું છે? શ્રેષ્ઠતાનું ધોરણ કાળ-ક્ષેત્રની અપેક્ષા રાખે છે. અમુક જ વિષયમાં શ્રેષ્ઠ થઇ ચૂકેલાને માનવશ્રેષ્ઠ તરીકે સ્વીકારી લઇ અન્યને દૂર રાખવાની દષ્ટિ શું સંકુચિત નથી લાગતી? શ્રી હેમચંદ્રાચાર્ય એવી દષ્ટિથી દૂર રહ્યા છે અને ત્યાં જ તેમની મહત્તાની સિદ્ધિ છે.

તેમણે સ્વીકારેલ માનવતા ચોવીશ તીર્થંકરો, બાર ચક્રવર્તીઓ, નવ વાસુદેવો, નવ બળદેવો અને નવ પ્રતિવાસુદેવોની છે. પ્રથમના ચોવીશનું સ્થાન શ્રમણ માનવતામાં છે, બીજા ઓગણચાલીશનું સ્થાન નૈતિક, વૈનૈતિક ને પારનૈતિક માનવતામાં છે. આ ત્રેસઠે મહાપુરૂષોનું જીવન જૈન દષ્ટિ સાથે સૂક્ષ્મ રીતે વણાઇ જાય છે. તેમાંના એક યા અનેક તે દષ્ટિની સમીપ આદર્શ તરીકે હરનિશ ખડા રહે છે, અને તેમાં પણ શ્રમણ માનવતાને વરી ચૂકેલા ચોવીશનું સ્થાન તો પરમ અદ્દભુત છે.

તે ચોવીશેનાં જીવન અને પંથ નિરનિરાળા છતાં તેમનાં લક્ષ્ય, આદર્શ અને સિદ્ધિ તો એક જ હતાં. સાચા જૈનત્વને હૃદયથી સ્વીકારી ચૂકેલ દષ્ટિનું લક્ષ્ય પણ તે જ હોય, પણ તેવાં લક્ષ્ય ફક્ત લક્ષ્ય તરીકે જ તેમને સ્વીકારી લેવાથી સિદ્ધ થઇ શકતાં નથી. તેની સિદ્ધિ અર્થે તો પરમ સાધના જોઇએ અને તેવી સાધનાને સ્થાન મળી રહે એ ઉદ્દેશથી જ આ ‘ભવકથાઓ’ યોજાઇ છે.

આત્મા પોતાના લક્ષ્યને સિદ્ધ કરી ચૂકે ત્યારે જ તે મહાન્ કહેવાય છે, પણ જ્યારે તેની એ મહત્તા સિદ્ધ થઇ ચૂકે છે ત્યારે તેની તે મહત્તાની શરૂઆત તો જ્યારથી તેણે લક્ષ્યને સક્રિય રીતે નિશ્ચિત કર્યું ત્યારથી ગણાય છે શ્રમણ માનવતાને વરી ચૂકલા ચોવીશ તીર્થંકરાએ પોતાના લક્ષ્યની સિદ્ધિ તો તીર્થંકર ભવમા જ કરી, પણ તેમની માનવી તરીકેની ખરી મહત્તાની શરૂઆત તો જ્યારથી તેમણે તેને લક્ષ્ય તરીકે સ્વીકાર્યું–સમકિતના દર્શન કર્યા–ત્યારથી જ શરૂ થાય તેમનુ સિદ્ધિ જીવન તીર્થંકર-ભવ પ્રખ્યાત અને સાથે જ પૂર્વજીવનના પરિણામ રૂપ હોઇ અહી તે પરિણામના કારણરૂપ તેમના પૂર્વ ભવોને જ ગુંથવાનો પ્રયત્ન કર્યો છે.

પુર્વાચાર્યોએ પોતાના સાહિત્ય–સાગરમા ભવકથાઓની જો કે ગુથણી કરી છે, પણ સાગરના ઉત્પાદક કરતા ક્યાય અલ્પતર એવો ઝવેરી જે રીતે તે સાગરમાં સમાએલ મોતીને ખેચી લઇ તેને નવીન ઓપ આપવાનો પ્રયત્ન કરે તેવો જ આ પ્રયત્ન છે તે સફળ છે કે નિષ્ફળ તે તોળવાનુ ત્રાજવુ તો સમાજના જ હાથમા છે

* * *

ભવકથાઓ જો કે આલેખવી તો ત્રેસઠે માનવશ્રેષ્ઠોની, અથવા તો નિરનિરાળા પથદ્વારા શ્રમણ માનવતાને વરી ચૂકેલા પ્રથમ ચોવીશ માનવશ્રેષ્ઠોની જ આલેખવી યોગ્ય ગણાય, પણ આ તો પ્રાથમિક પ્રયત્ન હોઇ શ્રમણ માનવતાને વરી ચૂકેલા ચોવીશ તીર્થંકરામા પણ પોતાના અદ્દભુત જીવન અને પ્રતિભાશાળી વ્યક્તિત્વવડે ઝળકી રહેલા પાચ માનવશ્રેષ્ઠોની જ ભવકથા આલેખવાનો તેમા પ્રયાસ કર્યો છે. જો સમાજ તેને અપનાવશે તો ચોવીશ અથવા તો ત્રેસઠે માનવશ્રેષ્ઠોની ભવકથાઓ આલેખવાની ઇચ્છા છે

પ્રથમ આલેખન તો પાચ તીર્થંકરોના પૂર્વભવને લગતી સત્તાવીશ કથાઓનુ કર્યું પણ તેમ કરતાં પુ કદ વધી

શ્રી પાર્શ્વનાથ અને મહાવીર સ્વામીના પૂર્વ ભવને લગતી બાર કથાઓને નીરાળી રાખવી પડી. તે બાર કથાઓ દ્વિતીય મણુકા રૂપે યોગ્ય સમયે બહાર પડશે. આ સંગ્રહમાં ચાર તીર્થંકરને લગતી વીશ કથાઓનું પ્રગટીકરણ થાય છે.

આ વીશ કથાઓમાં પ્રથમની ૭ પ્રથમ માનવશ્રેષ્ઠ શ્રી ઋષભદેવને લગતી, બીજી પાંચ સોળમા માનવશ્રેષ્ઠ શ્રી શાંતિનાથને લગતી, ત્રીજી ચાર બાવીશમા શ્રી નેમનાથને લગતી અને છેલ્લી પાંચ ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથને લગતી છે. જો કે લક્ષ્યના નિર્ણય પછી તે તે તીર્થંકરોએ તેર, બાર, નવ ને દસ ભવો અનુક્રમે કર્યા છે, પણ કથાઓની ગુંથણી વિવિધતાધારી-ભવના પ્રસંગ પર જ કરી છે.

આટલા સ્પષ્ટીકરણ પછી ભાષાશુદ્ધિ, આલેખાયેલ કથાઓમાં તીર્થંકરના પૂર્વભવના જીવનને મુખ્ય પાત્ર તરીકે જતું કરવાની ધૃષ્ટતા ઇત્યાદિ દોષોનો ઉત્તર ન માગવા પુરતો કૃપા વાંચકો કરશે એવી આશા વ્યર્થ તો ન જ હોય.

ડીસા
૧૦–૧–૩૫.

ચીમનલાલ સંઘવી.

# ધન્ય સાર્થવાહ



"એ કોણ ? અત્યારે મધ્યરાત્રે આ અવાજ શો ?"

ઘનઘોર રાત્રી હતી, તારા માત્ર છુપાઈ ગયા હતા, વનને વીંધતી નદી ચાલી જતી અને તે નદીને તીરે ધન સાર્થવાહનુ જૂથ તબુઓની છાયામા આશ્રય લેતુ પડ્યુ હતુ નદીના ધોધમાર વહેતા પાણી સિવાય સર્વત્ર શાતિ હતી નિદ્રાએ સર્વને એવા ઘેર્યા હતા કે નિર્જનતા સરખી નિ શબ્દતા વ્યાપી ગઈ હતી સર્વની નિદ્રા વચ્ચે સ ઘપતિ ધન સાર્થવાહ વિચાર કરતો પડ્યો હતો

તેનો તબુ સર્વથી અલગ બીજા તબુઓની વચ્ચે આવેલો હતો. તે પર આગેવાનીસૂચક ધ્વજા ફરફરતી હતી અને ધ્વજા-દડ પર ગુથેલા રત્નોનો આછો ઉજાશ આસપાસના તબુઓની હાજરી દર્શાવતો વનભૂલ્યા માનવીની તે દીવાદાડી હતો તેની આસપાસ બે પહેરેગીરો ફરતા હતા અને આખા જૂથની આસપાસ પાચેક ઘોડેસ્વારો લટાર મારતા હતા

આવી નિ શબ્દતા વચ્ચે સાર્થવાહે સૂચક અવાજ સાભળ્યો અને તે ચમકયો. તે બોલ્યો "એ કોણ ? અત્યારે મધ્યરાત્રે આ

અવાજ શો ?" અને કોઇ ઉત્તર આપે તે પહેલાં તે તંબુ બહાર નીકળ્યો. ખીસામાંથી તેજદાર મોતી કાઢયું અને તેના ઉજાશમાં બેમાંનો એક પહેરેગીર પાસે આવી ઉભો રહ્યો.

પહેરેગીરે તેને જોઇ નમન કર્યું.

સાર્થવાહે પૂછયું: "હમણાં એ અવાજ કોણ કરતું હતું ?"

"ક્ષમા કરો સ્વામિન્." પહેરેગીર બોલ્યો.

"કેમ શું છે ?"

"એ તો હું હતો, પ્રભુ !"

"તે એમાં આટલો ચમકે છે શાનો ? જે હોય તે નિઃસંકોચપણે દર્શાવી દે. નિર્ભયતા તો તને લાભદાયી નીવડશે." સાર્થવાહે તેને થાબડતાં વસ્તુ જાણવાની ઉત્સુકતા દર્શાવી.

પહેરેગીર પ્રથમ તો સંકોચાયો પણ પછી નિર્ભયતાથી બોલ્યો: "સ્વામિન્ ! પરોક્ષ રીતે જે કહેવા ઇચ્છતો હતો તે જ પ્રત્યક્ષ કહેવામાં શરમ કે સંકોચ શો ? આપની લાગણી કદાચ દુભાય તેથી હું અચકાતો હતો; પણ આપ જ્યારે આગ્રહ કરો છો ત્યારે મારી ફરજ છે કે મારે આપના તે આગ્રહને વશ થવું." તેણે પળવાર વિસામો લઇ સાર્થવાહના મુખ પરના ભાવ અવલોકયા અને પછી આગળ બોલ્યો: "ક્ષીતીપ્રતિષ્ઠિત નગરથી આપણે પ્રયાણ આદર્યું તે સમયનો દબદબો, ભપકો અને પ્રતિષ્ઠા તો આપને યાદ જ હશે. તે સમયે ધર્મઘોષ નામે એક મુનિરાજ આપનો સથવારો શોધતા આવ્યા. આપે તેમની આગતાસ્વાગતા કરી તેમને સાથે લીધા. તેમની

દીનચર્યા જોઇ આપ મુગ્ધ થયા, પણ પછી તો આપ આપના કાર્યમાં ગુંથાયા પન્થ કાપતાં , કાપતા આપણે ગ્રીષ્મ ઋતુ વટાવી તે સમયની મુશ્કેલીઓ વર્ણવવી એ અશકય છે સંઘમાના પ્રત્યેક જણે પોતપોતાને અનુકૂળ સગવડો કરી લીધી, પણ મુનિરાજ નિરપેક્ષ રહ્યા. પછી તો ચોમાસાને લીધે આપણે આ જગ્યાએ આશ્રય લીધો. મુનિરાજ પણ અતિથિઓના એક તણુમા વિરાજે છે, પણ આપે કોઇ દિવસ તેમને શાતા પૂછી છે ? સંઘના માણુસો તેમની કંઇક કંઇક ભક્તિ કરે છે, પણ સંઘપતિ વિના તો નિરર્થક જ ને ? અને આપ આપના ધર્મથી ચ્યૂત થયા તે તો વધુમા. આપનો શુ ધર્મ નથી કે એવા મહાન અતિથિની આગતાસ્વાગતા કરી નિત્ય તેમની અનુકૂળતા સાચવવી ?" પહેરેગીર અટકયો સાર્થવાહના મુખ સામે નિહાળ્યુ અને તેણે તેના નયનમાથી એક અશ્રુબિન્દુને નીચે ટપકતુ જોયું.

સાર્થવાહની સ્થિતિ દયાભરી થઇ રહી એક પહેરેગીર પોતાની ભૂલ બતાવે અથવા તો તેની સમક્ષ પોતાની લાચારીનુ પ્રદર્શન થાય તેથી ચે વધુ દુ:ખ તો તેને પોતાની તે ભૂલ માટે થતુ હતુ સાથે લાવેલ મોતી તેણે પહેરેગીરને તેની નિર્ભયતા માટે ભેટ આપ્યુ અને પોતે લથડતે પગે તણુમાં પાછો ગયો

તણુમા આવી ભૂતકાળ પર તેણે એક દૃષ્ટિપાત કર્યો. ક્ષીતીપ્રતિષ્ઠિત નગરનો તે મહાન સાર્થવાહ, પ્રસન્નચંદ્ર રાજાની મિત્રાચારી, વ્યાપારાર્થે પોતાની વસંતપુર જવાની તૈયારી, સાથે જ દ્રવ્યના શુભવ્યયના આશયે સંઘને તેણે કરેલુ આમંત્રણ,

અનેક વ્યાપારીઓ અને પ્રજાજનો સાથે વસંતપુર આવવાને તેનું નીકળવું, તે સમયનો ભપકો, હર્ષ અને નૃપતિનાં વળામણા, પ્રયાણ સમયે જ ધર્મઘોષ નામે એક મુનિરાજનું આવવું, તેણે તેમને આપેલું આમંત્રણ અને આમંત્રણનો તેમણે કરેલો સ્વીકાર, પોતાનો અપાર હર્ષ, શરૂઆતમાં તેણે તેમની સાચવેલી અનુકૂળતા અને પાછળની બેદરકારી, ગ્રીષ્મ ઋતુની ભયંકરતા અને ચોમાસામાં પ્રયાણ અશક્ય બનતાં તેણે આ જગ્યાનો લીધેલો આશ્રય, તે સમય દરમિયાન મુનિરાજ પ્રત્યેની તેની રહેલી બેદરકારી અને અત્યારનો પહેરેગીરનો પ્રસંગ—આ સર્વ પર તેણે ફરી ફરીને દૃષ્ટિપાત નાંખ્યો અને તેનું હૃદય વલોવાઇ રહ્યું. તે સર્વનો કાલ્પનિક દેહ અને અસ્પષ્ટ ધ્વનિ તેને કોતરી રહ્યાં.

નિદ્રાર્થે તેણે શરીર લંબાવ્યું પણ ધર્મનો સાદ તેને ન્હોતરી રહ્યો. ધર્મને તેણે જોયો ન્હોતો, તેની વ્યાખ્યા તેણે સાંભળી ન્હોતી, વિવેચનો કે ટીકાઓ તેણે નિહાળ્યાં ન્હોતાં; છતાં અસ્પષ્ટ વ્યક્તિત્વ, ભદ્રિકતા અને ભાવના તેને તે પ્રત્યે ખેંચી રહ્યાં. જેમ જેમ મુનિરાજનો તે વિચાર કરતો ગયો તેમ તેમ તેમની ભવ્યતામાં તે અંજાતો ગયો. “ક્યારે પ્રભાત થાય અને ક્યારે ખમાવું ?” એ ભાવનામાં તે પ્રભાતનો પ્રકાશ ફેલાયો ત્યાં સુધી રમી રહ્યો.

પ્રભાતકાળે પ્રાતર્વિધિ કરી મુનિરાજ પરવાર્યા ન પરવાર્યા ત્યાં તો સાર્થવાહ તેમની પાસે આવી, હાથ જોડી તેમને ખમાવતો ઉભો રહ્યો. મુનિરાજ તેની પરિસ્થિતિ પામી ગયા. તેમણે તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે પોતાની અનુકૂળતા સંઘના આગેવાન કરતાં તેના સામાન્ય માણસો સાચવે તેમાં જ

પોતાનો ધર્મ સચવાતો હતો. તેને માટે પશ્ચાત્તાપની જરૂરીઆત જ ન્હોતી

પછી મુનિરાજે તેને ધર્મનો ઉપદેશ કર્યો સાર્થવાહ જેમ જેમ શ્રવણ કરતો ગયો તેમ તેમ પોતાના હૃદયમા આનદતરગો અનુભવવા લાગ્યો તે સમય દરમિયાન સઘનો અન્ય સમુદાય પણ મુનિરાજના દર્શન કરવાને અને તેમનુ વ્યાખ્યાન સાભળવાને ત્યા આવી પહોચ્યો સાર્થવાહ તો જે અસ્પષ્ટ વસ્તુ પ્રત્યે અત્યાર લગી ખેંચાઇ રહ્યો હતો તે વસ્તુનુ સ્પષ્ટ દિગ્દર્શન થતા હર્ષથી ઉન્મત્ત બન્યો મુનિરાજના ચરણોમા તે વારવાર આળોટવા લાગ્યો તેના આનદનો પાર ન્હોતો

મુનિરાજે વ્યાખ્યાન શરૂ કર્યું તેઓ બોલ્યાઃ " શ્રોતાજનો ! ધર્મ એ શુ છે તે તમે જાણો છો ? ધર્મ એ ઉત્કૃષ્ટ મગલ છે, સ્વર્ગ અને મોક્ષનો દાતા છે, સુપન્થનો દર્શક છે તેના સૂક્ષ્મ સ્વરૂપો અનત છે, પણ સ્થુલથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ એ પાચ તેના મહાપન્થો છે તે પન્થે વિચરનાર ધર્મી કહેવાય છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બધ ને મોક્ષ એ નવ મૂળ તત્ત્વો છે. તે તત્ત્વોને સૂક્ષ્મ સ્વરૂપે જાણનાર જ્ઞાની કહેવાય છે તેવા ચારિત્રશીલ જ્ઞાનીને પૂજી ભાવનાશીલ થવાથી અને શ્રાવકના આચારો તેમજ પાંચ વ્રતો પાળવાથી સમકિત પ્રાપ્ત થાય છે, અને સમકિત પ્રાપ્ત કર્યા પછી મોક્ષ એ તો હાથવેતમા જ છે તેથી હે સુજ્ઞ જનો ! તમો જ્ઞાનીને ઓળખવાના, ઓળખીને તેને પૂજવાના અને જિનેન્દ્રપ્રણીત ધર્મને આચરવાના પન્થને સ્વીકારો. "

દેશના પૂરી થતાં મુનિરાજે સાર્થવાહને શ્રોતાજનો સમક્ષ અભિનંદન આપ્યું અને તેની ભાવના, ભદ્રિકતા અને વિનયની સ્તુતિ કરી તેને સમકિતધારી શ્રાવક તરીકે ઓળખાવ્યો. સાર્થવાહ કૃતકૃત્ય થઇ રહ્યો. તેનું હૃદય ઉંચા–નીચું થઇ રહ્યું. કઇ વસ્તુથી મુનિરાજના આ સુવર્તનનો બદલો વાળવો ? તે જ પ્રશ્ન તેના મનમાં ઘોળાઇ રહ્યો. હીરા, માણેક, મોતી, હાથી, કરિયાણું ઇત્યાદિ તો મુનિરાજને અગ્રાહ્ય હતાં. છેવટે તેણે તેને ગોચરીનું આમંત્રણ આપ્યું અને મુનિરાજે તેની ભાવના વાંચી લઇ એક શિષ્યને તેની સાથે મોકલ્યો.

સાર્થવાહ, જેમ પ્રતિહારી નૃપતિને માર્ગ બતાવતો દોડે તેમ મુનિની આગળ ને આગળ દોડવા લાગ્યો. સેવકજન આશ્ચર્યથી અવાક્ થઇ રહ્યા. સાર્થવાહ તંબુને ખૂણેખાંચરે ફરી વળ્યો પણ મુનિને યોગ્ય એકે વસ્તુ તેને મળી નહિ. તેના શોકનો પાર ન રહ્યો. પણ તે જ શોક તેને ભાવનાને શિખરે ખેંચી ગયો. તે શિખર પર ચઢીને તેણે જોયું અને એક પેટીમાં ઘીથી ભરેલ મટકું તેણે નિહાળ્યું. તુરત તેણે તે ઝડપી લીધું અને તે લઇ મુનિરાજ પ્રત્યે તેણે પગલાં માંડયા. યોગ્ય વસ્તુ જાણી મુનિને તેણે તે વ્હોરાવ્યું અને ત્યાં જ સમકિતરૂપી કલ્પવૃક્ષનો તે માલીક બન્યો.

પછી...........?



# સ્નેહનાં બન્ધન



યુગો પહેલાની આ વાત છે

તે કાળે સ્વર્ગ એ કવિની કલ્પનાનુ વિમાન નહિ, પણ માનવીની સર્વોચ્ચ કલ્પના પૃથ્વીના જે આદર્શને સર્જી શકે તે આદર્શને અનુરૂપ–કે તેથીયે વધુ શોભાયમાન સુવર્ણ–વિશ્વ હતુ, ત્યા નિત્ય યૌવન હતુ, નિર્દોષ વિલાસ હતો, માનવીના ફૂડકપટથી પર એવી કો ભાવનાનો પ્રતિધ્વનિ હતો ત્યા ધર્મને કે તેની વ્યાખ્યાને કોઈ સમજતુ નહિ, છતા અધર્મ તો નહોતો જ ત્યાના દેવ–દેવીઓ નિત્ય જ્ઞાન–દર્પણમા માનવ-પૃથ્વીનુ અવલોકન કરતા પૃથ્વીના પ્રાણીઓ નિત્ય તે પ્રદેશ અને ત્યાના દેવ–દેવીઓની ચર્ચા ચલાવતા આમ પરસ્પરના આડકતગ સબધની સાકળ નિત્ય ખણુખણુતી અને તેમાથી નીકળતો રણુકાર બન્નેના અસ્તિત્વને તોળતો

માનવપૃથ્વીની જેમ તેના ખડ અને ઉપખડ પડતા દરેક દેવ–દેવીઓ ભિન્ન ભિન્ન સસ્કાર, સત્તા, શકિત અને સ્વામી ધરાવતા. જન્મ જીવન અને મૃત્યુને સર્વ આધીન હતા. પણ રોગ કે જરાને સ્થાન ન્હોતા જીવન પૂરૂ થતા સર્વ અન્ય ક્ષેત્રે ચ્યવી જતા.

તે સ્વર્ગમાં ઇશાનકલ્પ નામે એક ખંડ હતો. સ્વર્ગના ખંડના સૌન્દર્ય તો સ્વર્ગ સરીખાં જ હોયને ? તે ખંડમાં શ્રીપ્રભ નામે એક ઉપખંડ-વિમાન હતું. લલિતાંગ નામે દેવ તે વિમાનનો સ્વામી હતો. તેનું સૌન્દર્ય અપ્રતીમ હતું, ભાવના વિશાળ હતી, સ્વામિત્વમાં સૌરભ હતી, હૃદયમાં નિર્મળતા હતી અને ઔચિત્ય ગુણોની જ્યોત તેના દેહ સમસ્તમાં પ્રકાશી રહી હતી. સુવર્ણ સંગેમરમર ને રત્નના સંયોગથી વિશ્વકર્માએ કો મૂર્તિ સર્જી હોય અને બ્રહ્માએ તે પર હાથ ફેરવી તેમાં પ્રાણ પૂર્યા હોય તેવા દેહે તેની સૂર્ય સરખી કાયા દીપી રહી હતી. ચંદ્ર સરખા તેના મુખમાંથી નિત્ય અમૃત સરખી વાણી ઝરતી ને તેના પ્રવાહમાં સમસ્ત વિમાન ઝુલી રહેતું. પ્રવાહના પ્રગટાવનાર નિજ સ્વામી પ્રત્યે સર્વને અણકલ્પ્યો આદર હતો ને પ્રજાના આવા સ્નેહમાં ઝીલતો લલિતાંગ સુખસાગરમાં મ્હાલી રહ્યો હતો.

પણ તેને એક દુઃખ હતું. આવો વૈભવી અને સત્તાશીલ હોવા છતાં હજી તેને યોગ્ય જીવન-સહચરી મળી ન્હોતી. જેના અંકમાં મસ્તક સર્વદા ઝુલ્યા કરે અને જેના હૃદયમાંથી દ્રવતા રસમાં અંતર અને દેહ સુરમ્ય શાંતિ મેળવે તેવી સહચરી પૃથ્વીતલે જેમ અશક્ય છે તેમ ત્યાં પણ સહજ સાધ્ય ન્હોતી. વિમાન સમસ્ત તે ઢુંઢી વળ્યો ને તેમાં નિષ્ફળ થતાં અંતરના શોકમાં સત્તા, શક્તિ અને સૌન્દર્યનો આનંદ લોપાઇ ગયો.

પણ એક સંધ્યાએ તેને છેલ્લો વિજય આવી મળ્યો. શ્રીપ્રભના સર્વોત્તમ ચંદનવનમાં તે ઘુમી રહ્યો હતો ત્યાં તેની દષ્ટિએ દૂર એક ઝુલો દેખાયો. તે ઝુલા પર એક નવયૌવના કન્યા ઝુલતી હતી, તેનાં ખીલતાં અંગેઅંગમાંથી સૌન્દર્ય ઝરી રહ્યું હતું.

તેના મુખમાંથી સુગંધ ઝરતી અને ભમરો તે સુગંધને ઝીલવા તેની આસપાસ ઘુમી રહ્યા હતા નીચેથી ઉંચે અને ઉંચેથી નીચે જતા ઝુલા પર તેના વસ્ત્રો આમથી તેમ ખસી જતા, અને જ્યારે તે વધુ ખસતા ત્યારે શરમની મારી કન્યા આમથી તેમ જોતી ત્યારે અસ્તાચળે જતા સૂર્યના છેલ્લા કીરણો તેના મુખ અને દેહ પર પ્રસરી તેને અનુપમ શોભાયમાન બનાવી દેતાં. લલિતાંગ આ સર્વ જોઇ ચમકયો અને આકર્ષાયો યોગીને ચળાવે તેવા દ્રષ્ય પ્રત્યે કુવારો લલિતાંગ તટસ્થ રહે તો તેનામા સુંદરીના સ્વામીની યોગ્યતા જ કયાથી?

ધીમે પગલે તે કન્યાની પીઠ તરફ આગળ વધ્યો અને જેવો ઝુલો તેની લગોલગ આવ્યો તેવો જ તે કન્યાના નયનો દબાવી ઝુલા પર ચડી ગયો પ્રથમ તો કન્યા ચમકી, પણ પછી નયનો દબાવનારને ઓળખવાના પ્રયત્નો આદર્યા વ્યવહારથી છલોછલ ભરેલી પૃથ્વીમા તો આ કાર્ય લજ્જાભર્યું કે અયોગ્ય ગણાય, પણ નિત્ય નિર્દોષ વિલાસી સ્વર્ગમા તો તે સામાન્ય હતુ ત્યા સ્નેહને માતાપિતાના પરવાનાની જરૂર નહોતી પરસ્પર આકર્ષાયેલા કન્યા-કુંવર સ્નેહ-ગ્રંથીથી જોડાઇ દંપતી બની શકતા લલિતાંગને સહચરીના કોડ જાગ્યા તેણે કન્યાના નયનો દબાવ્યા. કન્યા પણ સ્પર્શથી રોમાંચિત થઇ તેણે લલિતાંગને ઓળખવાના પ્રયત્નો આદર્યા બન્નેએ પરસ્પરને ઓળખ્યા કન્યા લલિતાંગના મિત્રની શ્રીપ્રભા નામે પુત્રી હતી. તેઓ પરસ્પરને ભેટી પડયાં તેના માતાપિતાની અનુમતિ લઇ લલિતાંગ શ્રીપ્રભાને નિજ મંદિરે લઇ ગયો

સાક્ષાત્ જોગણીનો જાણે અવતાર! છ છ પુત્રીઓની તે માતા થઇ હતી, છતાં યે હજુએ જાણે અતૃપ્ત હોય સાતમી વાર તેણે ગર્ભ ધારણ કર્યો. પતિ-પત્ની બન્ને આ પરિણામ માટે જવાબદાર હતાં, છતાં બન્ને પોતપોતાની જવાબદારીમાંથી છટકવાને ઇચ્છતાં.

નાગીલે માન્યું કે આ સર્વ માટે નાગશ્રી જવાબદાર હતી. એક રાત્રે તે ઘર છોડીને ચાલ્યો ગયો. નાગશ્રીએ તેની સત્તર પેઢીને ધોઇ નાંખી, પણ તે કોઇ રીતે છટકી શકે તેમ નહોતું. ઘેર રહીને જ તેણે પોતાની બહાદુરી બતાવવાનો મનસુબો કર્યો.

છએ પુત્રીઓ તેની આ વિકાળતાથી ભયભીત થઇ રહી. અલ્પ સમયમાં જ તેમનો તે ભય સાચો પડયો. છમાંની એકાદ બે પુત્રીઓ હમેશાં કામ પરથી નિવૃત્ત રહેતી, તે તેણે પ્રથમ ફરમાને જ સદંતર બંધ કરી નાખ્યું. બીજું ફરમાન પણ પુત્રીઓ પર જ આવ્યું. અત્યાર સુધી દરેક પુત્રી આસપાસના જંગલમાંથી મણ મણ લાકડાંનો ભારો વીણી લાવી-તે વેચી સાંજે લુખું-સુકું ભોજન પામતી. હવે નાગશ્રીએ જંગલને બદલે અંબર-તિલક પર્વતની તલેટીમાં કિંમતી લાકડાં લઇ આવવાનું ઠરાવ્યું. આમ નાગીલના નાસી છૂટવા છતાં તેણે આવકમાં વ્યવસ્થિત વધારો કર્યો, અને સાતમા બાળકને જન્મ આપવાને તૈયાર થઇ.

સાતમું બાળક સર્વેએ ધાર્યું હતું તેમ પુત્રીરૂપે જ અવતર્યું. રૂપરૂપનો ભંડાર ને ગુણનો સાગર, પણ તે ભંડાર કે સાગરને અવલોકવાને કોઇ ત્યાં તૈયાર નહોતું. સર્વેએ તેને દુઃખમાં વધારા રૂપે જ માન્યું. કોઇ તેને મારી શકયા નહિ-છતાં સર્વ તે મરે તેમ ઇચ્છી રહ્યાં; પણ આયુષ્ય સાથે અવતરેલાં માનવી બિચારાં

શુ કરે ? સારા નામને અયોગ્ય માની તે કન્યાનું નાગશ્રીએ નિર્નામિકા એવુ નામ પાડ્યુ.

ધીમે ધીમે નિર્નામિકા વધવા લાગી છએ બ્હેનોની જેમ તેને માથે પણ લાકડાં લઇ આવવાનો બોજો આવી પડયો. છએના નિરૂત્સાહને તેનો એકલીનો ઉત્સાહ ટપી ગયો બીજી બ્હેનો જ્યારે તલેટીમાથી લાકડા વીણી, ધીમે ધીમે તે વેચી સાજરે પૈસા લઇ ઘેર જતી ત્યારે તે પર્વતની ખીણોમા ચાલી જતી ત્યાથી સર્વોત્તમ જાતનુ લાકડુ વીણી, તેનો ભારો બાધતી, ને તે ભારો ગામમા જઇ સારા કુટુબોમા વેચતી, ત્યા તે પોતાના રૂપગુણથી વ્હાલી થઇ પડી અને ત્યાથી મધ્યાહ્ને તેને કઇક કઇક ખાવાનુ મળવા લાગ્યુ. સાજરે બીજી બ્હેનોની સાથે તેમના કરતા વધુ પૈસા લઇ, તે નાગશ્રી પાસે જઇ પહોચતી નાગશ્રીને પણ તે સારા પૈસા લાવતી હોવાથી વ્હાલી લાગી

નિત્યના આ વ્યવસાયથી નિર્નામિકાનુ સ્વાસ્થ્ય સચવાઇ રહ્યુ મેલા ને ફાટયાતુટયા વસ્ત્રો નીચે તેનુ સૌદર્ય ઝળકી રહ્યું નાગશ્રીને તે પૈસાને લીધે વ્હાલી થઇ પડી ગામને તે ગુણને લીધે પ્રિય થઇ શકી તેની બ્હેનોથી તેની આ પ્રિયતા ન સખાણી તેને મારી નાખવાને તેમણે એક ભયંકર કાવતરૂં રચ્યુ

કાવતરાને અમલમા મૂકવાને સવારમા તેઓ વ્હેલી તૈયાર થઇ રહી નિર્નામિકા જાગી ત્યારે તેની બ્હેનોની આજની વ્હેલી તૈયારીની તેને સમજ ન પડી, પણ તેણે માન્યુ કે આજે લાકડા વધુ લાવવાના હશે ભોળાભાવે તે પોતાની પ્રાતર્વિધિમા પડી પાપથી અટવાએલી તેની બ્હેનો

તેના આ વર્તન પ્રત્યે મનમાં હસી ને કાર્યની સફળતાથે પર્વતનો રસ્તો લીધો. રસ્તામાં નિર્નામિકાના ભાવી પ્રત્યે હસતી તેઓ જે ખીણુમાં તે હમેશાં લાકડાં વીણુતી ત્યાં આવી પહોંચી. એક ભયંકર ઝેરી સર્પને તેમણે ત્યાં મૂકયો અને અજાણી થઇ તલેટીએ પાછી ફરી.

નિર્નામિકા લાકડાં વીણુવાનો સમય થતાં ખીણુને રસ્તે નીકળી પડી. તેના મુખ પર ઉત્સાહ અને તેજ ઝળકી રહ્યાં હતાં. તેની પાછળ અદ્રશ્ય રહી સુપ્રભ વિમાનના લલિતાંગ ને સુદ્રઢ નામે બે દેવ ચાલતા હતા. સુદ્રઢના મુખ પર સંતોષની રેખાઓ છવાઇ રહી હતી. લલિતાંગના દુઃખનો પાર ન્હોતો. તે તો પોતાની પ્રિયા શ્રીપ્રભાને આ સ્થિતિમાં જોઇ બેહોશ સરીખો બની ગયો હતો. કર્માધીન શ્રીપ્રભા આ અવસ્થાને પામી, પણ તેનામાં ગુણુનો સમૂહ છે કે કેમ તે અવલોકવાને બન્ને આગળ વધ્યા.

ખીણુ પાસે આવી ત્યાં રહેલા સર્પને તેમણે દૂર કર્યો ને તેની જગ્યાએ ચંદનકાષ્ટનો એક ભારો મૂકયો. નિર્નામિકાએ ત્યાં આવી તે ભારો જોયો, પણ તેને અન્યનું ધન કલ્પી, તેને હાથ પણ અડાડ્યા સિવાય તે લાકડાં વીણુવા લાગી. જોઇતો ચંદન કાષ્ટ વીણાઇ રહેતાં તેનો ભારો બાંધી, તે લઈ ને ગામ ભણી વળી. લલિતાંગ પોતાની પ્રિયતમાના દરિદ્રાવસ્થાના અવતારમાં પણ પ્રમાણિકતાનો આ ગુણુ રહેલો જોઇ હર્ષથી પ્રફુલ્લિત થયો. તે ફરીથી પોતાની પ્રિયા તરીકે અવતરે તો તો પોતાના સુખની અવધિ ન રહે તેમ કલ્પતો તે સુદ્રઢ સાથે સ્વર્ગે સંચર્યો.

નિર્નામિકા લાકડાં વેચી સાંજરે તેની બ્હેનો સાથે ઘેર આવી. તેને જીવતી જોઇ તેની બ્હેનો અચંબો પામી. બીજે દિવસે

પણ તેમણે તેવો જ પ્રયોગ ગોઠવ્યો, પણ તે દિવસે અમરતિલક પર્વત પર યુગધર નામે એક મુનિરાજ પધાર્યા છે તેમ સાભળી નિર્નામિકા તેમની પાસે ચાલી ગઇ. તેમની આગળ તેણે પોતાની વિતક કથા કહી મુનિરાજે શાત ચિત્તે તે સાભળી, તેને તેના પૂર્વભવ અને તેનાં પરિણામ સભળાવ્યા. દુ:ખમાથી ઉદ્ધરવાને તેમણે તેને દીક્ષા આપી

એકાગ્રતાથી તેણે સંયમ પાલન શરૂ કર્યું. તેનું કાસળ ગયું સમજી તેની બ્હેનો હર્ષ પામી ને નાગશ્રીએ વધુ તપાસ કરી નહિ. તે તો સયમ સિવાય સ્વાર્થી સસારની સર્વ વસ્તુ પ્રત્યે બેદરકાર હતી. સુયોગ્ય સયમ પાળી તેણે અણશણ ધારણ કર્યું અણશણ કાળે લલિતાગે તેનામા પોતાને વિષેની આસક્તિ મૂકી. નિર્નામિકા લોભાઇ લલિતાગનુ સ્મરણ કરતી તે કાળ-ધર્મ પામી પુનઃ શ્રીપ્રભાના અવતારને પામી.

લલિતાગ પુન સુખની અવધિએ પહોંચ્યો કાળના તોડ્યા બંધનો સાધી તે કૃતકૃત્ય થઇ રહ્યો શ્રીપ્રભા સાથેના ભોગવિલાસમાં ફરી તે કાળને વિસર્યો, પણ કાળ તેને ન વિસર્યો તે તેની પાછળ પડ્યો લલિતાગને લાગ્યુ કે તેનો ચ્યવન કાળ નજદીક હતો શ્રીપ્રભાથી તે આ વાત છુપાવી ન શકયો. ફરી બન્ને વિના જરાએ જરાવસ્થા ભોગવતા થયા.

ભાવિની કલ્પનાથી લલિતાગ વર્તમાનને વીસરી ગયો. ભાવિ ઉજ્વળ શી રીતે બને—તે સિવાયના સર્વ વિચારો તેને અયોગ્ય લાગ્યા કોઇ તીર્થમા પોતે ચ્યવે તો તે વધુ ફળદાયી નીવડે એવી ભાવનાથી તે પ્રેરાયો. ભાવનાને પોષક શુભ પ્રસગ તેને મળી ગયો

નંદીશ્વર દ્વીપ દેવોની યાત્રાનું મુખ્ય સ્થાન ગણાતું. ઇશાન-કલ્પનો ઇન્દ્ર તે તીર્થની યાત્રાયે જતો હતો. સર્વ માંડળિક દેવોને તેણે તેમાં આમંત્ર્યા. લલિતાંગને પણ આમંત્રણ મળ્યું. શ્રીપ્રભાની તેણે અનુમતિ માગી. બન્નેએ છેલ્લા આલિંગન લીધાં. શ્રીપ્રભાને છેલ્લી નીરખી લઈ લલિતાંગ ઇન [illegible] યાત્રાએ નીકળ્યો નંદીશ્વર દ્વીપની તેણે ભક્તિભાવે યાત્રા કરી. ત્યાંથી બીજા તીર્થોએ જતાં તે ધાર્યા પ્રમાણે ચ્યવી ગયો. શ્રીપ્રભાયે દેવોને અશક્ય એવી શોકમગ્ન સ્થિતિમાં બાકીનું આયુષ્ય વિતાવ્યું. બિચારાં બે સ્નેહીઓ! કર્મે સર્જેલાં ને કાળને આધીન બે પુતળાં!!



# સ્વાર્થી સંસાર



સધ્યાના ઓસરતા ઉજાશમા એક મહાલયની અગાસીમા
ૌવનમા ઝૂલતી કન્યા ઉભી હતી તેના દેહના અણુએ અણુ-
ાથી સૌન્દર્ય નીતરતુ સુર્યના છેલ્લા કિરણો સાળુ ચીરી
ના દેહ સાથે ગેલ કરતા તેની દ્રષ્ટિ દૂરના એક દ્રશ્ય પર
રી હતી

તે દ્રશ્યમા અપૂર્વતા હતી. જ્ઞાનથી તેજોમય થયેલા એક
નિરાજને વાદવાને દૂર દૂરથી તેજના સમૂહથી પ્રદિપ્ત દેવ-
વીઓ આવતા હતા માનવ સંખ્યાનો પાર ન્હોતો મુનિ-
જના દેહમાથી ઉપજતી તેજની પ્રભા તે મેદની પર ફરી
ગતી મહાલયની કન્યાને લાગ્યુ કે પોતે આવુ દ્રશ્ય કોઇક
ળે જોયુ છે સ્મરણ સૃષ્ટિમા તેણે મનને પરોવ્યુ, પણ તેને
ાગ્યુ કે તે કાળ તો આયુષ્યની મર્યાદા ઓળગતો હતો
કાળ–ને તે દ્રશ્યના દર્શન કરવાને તે સ્મરણ–સૃષ્ટિમા વધુ
લીન થઈ, ને તે વિલીનતામા બેહોશ બની ધરતી પર પટ-
ઇ પડી.

અવાજ સાંભળી આસપાસથી દાસ–દાસીઓ દોડી આવ્યાં. કન્યાને બેહોશ જોઇ તેમના હોશકોશ ઉડી ગયા. તે કન્યાએ ક્યાં સામાન્ય હતી ? પુંડરીકિણી નગરીના વજ્રસેન ચક્રવર્તીની શ્રીમતી નામે એકની એક તે કુંવરી. શુક્રાચાર્યની દેવયાની સરીખો તેનો પ્રતાપ. રૂપ–ગુણમાં કો મહાકવિના સર્વોત્તમ સ્ત્રી–પાત્રને પણ તે પાછળ મૂકે. ચક્રવર્તીની તે પ્રાણાધિક ને અનુજ વર્ગની માતા અને દેવી. સર્વનો તેના પર એકસરીખો અવિચળ સ્નેહ.

ચક્રવર્તીને કન્યા બેહોશ બન્યાના સમાચાર મળતાં રાણી અને ધાત્રી સાથે તે એકદમ ત્યાં દોડી આવ્યો. ધાત્રીએ કન્યાને અંકમાં લીધી ને તેને ભાનમાં આણવાને ઉપચારો આદર્યા. રાજકુટુંબના અનેકવિધ પ્રયત્નથી કન્યા કંઇક ભાનમાં આવી. તેણે આંખ ખોલીઃ અણકલ્પ્યા ચળકાટ, તરવરાટ ને મદની ભરેલી. અન્ય સૃષ્ટિમાં જાણે વિચરી આવી હોય તેવાં નયનોવડે તે સર્વને અવલોકવા લાગી.

ચક્રવર્તી ને રાણીએ પ્રશ્નની પરંપરા ચલાવી. શ્રીમતીએ આંખો મીંચી. ધાત્રીએ સર્વને નિજ નિજને સ્થાને જવા વિનવ્યાં. ને સર્વ ચાલ્યાં ગયાં. એકલ ધાત્રીએ કન્યાને ભાનમાં આણી ને બેચેનીનું કારણ પૂછ્યું. માતા ને સખી સરીખી ધાત્રીને વૃતાંત કહેતાં શ્રીમતીની શરમ દૂર ચાલી. તે બોલીઃ–

“ માતા, અવિનય થાય તો ક્ષમા કરજો, પણ મારો આ અંગત પ્રશ્ન છે. સ્મરણ–સૃષ્ટિમાં વિચરતી હું પૂર્વભવની પ્રણયકથામાં ચાલી ગઇ. સુપ્રભ વિમાનની હું સામ્રાજ્ઞી, મારા દેવનો મારા પ્રત્યેનો સ્નેહ, મારૂં ને તેમનું સ્વર્ગથી ચ્યવનઃ

સર્વ વસ્તુને વિચારતા મને લાગે છે કે મારા તે સ્વામી સરીખો કંથ આ પૃથ્વી-પાટલે અશક્ય છે. કાં તો મારો તે સ્વામી મને આવી મળે યા તો આજીવન બ્રહ્મચારિણી રહી આયુષ્ય વિતાવુ."

ધાત્રીએ શબ્દ માત્રનુ શ્રવણ કર્યું. તેને લાગ્યુ કે પૂર્વના કો કાર્ય સ્મરણથી શ્રીમતીને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યુ છે. પૂર્વના સ્વામી વિના અન્યને તે વરે કે જીવનશાંતિ પ્રાપ્ત કરે તે અશક્ય છે તેની સ્મરણ-કથાને પટ પર આળેખી તે દ્વારા તેના પૂર્વભવનો સ્વામી પૃથ્વી પર વિચરતો હોય તો તેનો શ્રીમતી સાથે યોગ કરાવવો તે જ અત્યારે તો કાર્યપથ છે. શ્રીમતિની ઉગ્ર લાગણીઓને તેણે શાંત કરી, ને વધુ શાંતિ માટે તે તેને ઉપવનને માર્ગે દોરી ગઇ

ચક્રવર્તીને બીજે દિવસે શ્રીમતીની સ્થિતિના કારણની ખબર પડી તેણે ધાત્રીને ગમે તેવા ઉપાયે ને ગમે તેટલા ખર્ચે પણ શ્રીમતીની સ્થિતિને યોગ્ય પન્થે દોરવાનુ સૂચવ્યુ. ગજ-કુળના અગ્રગણ્યો વિના બીજાઓથી આ વાત છાની રાખવાનું તેણે તેને સમજાવ્યુ

શ્રીમતી પણ આ પ્રસંગ પછી વિચિત્ર થઇ રહી પ્રથ-મના તેના હાસ્યપ્રસંગો મૃતપ્રાય થઇ ગયા શોકની લાગણીઓ તેના દેહ સમસ્ત પર છવાઇ રહેતી વારે વારે કોઇથી ન સમ-જાય તેવુ તે બબડ્યા કરતી સમસ્ત ગજકુળ તેના તે શોકના પ્રતિબિંબ રૂપે થઇ રહ્યુ

ધાત્રીએ શ્રીમતીની શાંતિ અર્થે ઉપાયોની પરંપરા આદરી. એક બાહોશ ચિત્રકારને બોલાવી તેણે શ્રીમતીના પૂર્વભવનુ

તાદ્રશ્ય ચિત્રપટ તૈયાર કરાવી લીધું. અનેકોની દૃષ્ટિએ પડે તે ઉદ્દેશથી તેણે તે રાજભુવનના ચિત્રમંડપમાં ટંગાવ્યું, પણ તેને લાગ્યું કે આ ઉપાય યોગ્ય ન્હોતો. સમસ્ત રાજવીમંડળ ને ઉચ્ચ કુટુંબીઓ તેને અવલોકે તો જ તેના શુભ પરિણામની કંઈક આશા હતી. ચક્રવર્તીદ્વારા તેણે તે ભુવનમંડળ પર ફેરવવાનો વિચાર કર્યો, પણ તેમાં ફક્ત સમયનો વ્યય જ લાગ્યો. એક ઉપાય તેને સૂઝી આવ્યો: સુંદર અને સર્વોત્તમ. કાર્યોના શુભ પરિણામની આશા તેના હૃદયમાં પ્રગટી.

એકાદ માસ પછી વજ્રસેન ચક્રવર્તીની વર્ષગાંઠ આવતી હતી. તે સમયે સમસ્ત નૃપમંડળ ચક્રવર્તીની જન્મજયંતિ ઉજવવાને તેને દ્વારે એકઠું થતું. તે પ્રસંગે શ્રીમતીનો સ્વામી શોધાવાની ધાત્રીએ આશા રાખી. હૃદયના ઉંડાણમાંથી તેને સંભળાયું કે 'શ્રીમતીનો સ્વામી તો તને તે જ સમયે મળશે.'

× × × ×

પુંડરીકિણી નગરીની શોભાનો આજે પાર ન્હોતો. ઇંદ્ર-પુરીની દ્રષ્ટિએ અપૂર્વ રીતે તેને શણગારવામાં આવ્યું હતું. ચક્રવર્તી વજ્રસેનની આજે જન્મજયન્તિ ઉજવાવાની હતી. દેશ–દેશના રાજવીઓ ભેટ સોગાદો લઈ તે ઉત્સવને દીપાવ-વાને આવ્યા હતા. તે સર્વના નગરની આસપાસ તણાયેલા તંબુ ને નગરની ધ્વજાઓનો અપૂર્વ સમન્વય નગરની શોભામાં અભિવૃદ્ધિ કરતો.

નગરજનોના ઉત્સાહનો પણ પાર ન્હોતો. ઘેર બેઠાં રાજવી મંડળ તેને દર્શન કરાવવાને આવતું હતું. તે કાળે રાજવિઓ એટલે લુંટારાઓ નહિ, પણ પ્રજા હૃદયના સાચા

અધિષ્ઠાતાઓ હતા તેમના દર્શનમા દેવદર્શન સરખી મહત્તા મનાતી તેમના આવાગમનમા પ્રજાને અગણિત લાભ પણ હતોઃ તેમનો વ્યાપાર વધતો, વ્યાપારમા સારો નફો મળતો ને ગરીબ પ્રજાને મળતી ચાકરીઓ ને ઇનામો નગરની દરિદ્રતાને કુહાડા રૂપ નીવડતા આ જયતિને એક વાતે વધુ અપુર્વતા અર્પી હતી શ્રીમતીના વિવાહ ને લગ્નોત્સવ જયતિ સાથે જ ઉજવવાની અફ્વા હતી તે સાચુ ઠરે તો નગરના વ્યાપાર ને પ્રજાના આનંદનો પાર પણ ન રહે તે સમયના લગ્નો વેઠીઆ જમાદારોદ્વારા ન્હોતા ઉજવાતા

રાજમહાલયને અપૂર્વ રીતે શણગારવામા આવ્યો હતો. રાપ્ય સ્થંભો પર સુવર્ણ ધ્વજાઓ અને તે પર ફુવારા વીધીને પડતા સૂર્યના કિરણો, તેવા અપૂર્વ દ્રશ્ય સાથે જ કુસુમ ને અત્તરની સુવાસ, મધ્યમા ચક્રવર્તીનુ સિંહાસન ને તેની આસપાસ રાજવીમંડળ માટે ગોઠવાયેલા રત્નજડિત સુવર્ણા-સનો આંખને ઠારે તેવા આ દ્રશ્ય સાથે મહાલયને બારણે ટાગેલા ચિત્રપટ પાસે ઉભેલી ધાત્રી ઇન્દ્રસભાને પણ શરમાવવાને પુરતા હતા.

મધ્યાહ્ન વીતતા 'રાજવીમંડળ ધીમે ધીમે રાજમહાલયમા આવવા લાગ્યું. સ્વાગત મંડપ દ્વારે ઉભેલી ધાત્રી સર્વનુ ધ્યાન ખેચતી હતી જે જે નૃપતિ તે ચિત્રપટ પાસે થઇને પસાર થયો, તેણે પોતાના આસજન સાથે ચિત્રની ખુબ પ્રશંસા કરી કોઇ કોઇ ધાર્મિક રાજવી ચિત્રમાના ધર્મ ને તીર્થસ્થાનોને અનુસરતા ચિત્રો જોઇ તેને નમસ્કાર કરતા ગયા, કલાપોષક નૃપતિઓ તેનું સુયોગ્ય રેખાકન ને ચિત્રની વૈવિધ્યતા જોઈ તે ચિત્રની કલ્પનાના સ્વામીને ને ચિત્રકારને અભિનંદતા ગયા

દારછયો જ. વજ્રજંઘ વણપૂછ્યા પ્રશ્નો પણ ઉકેલતો ગયો. ચિત્રના એકેએક પ્રસંગો: શ્રીપ્રભ વિમાનમાં લલિતાંગ ને શ્રીપ્રભાના અવતારમાં તેમનો સ્નેહ, શ્રીપ્રભાનું ચ્યવન, નંદી ગામમાં નાગીલ ગૃહપતિને ઘેર નિર્નામીકાને નામે તેનું અવતરવું, અંબરતિલક પર્વત પર નિર્નામીકાની યુગંધર મુનિ પાસે દીક્ષા, પુનઃ તેનું સુપ્રભા રૂપે અવતરવું ને નંદીશ્વરમાં લલિતાંગનું ચ્યવન; ઇત્યાદિ તે હૃદયમાં ભરેલો રસ ઠાલવતો હોય તેમ વર્ણવતો ગયો. ધાત્રીના હર્ષનો પાર ન રહ્યો. શ્રીમતી ને ચક્રવર્તીને તેણે આ સમાચાર જણાવ્યા.

સુવર્ણજંઘ રાજા તેમજ અન્ય સર્વેને મંડપમાં વળાવી ને તે વજ્રજંઘને શ્રીમતીને મહેલે લઇ ગઇ. બંને પરસ્પરને જોઈ સેંકડો વર્ષથી વીખુટાં થયેલાં દંપતિ પુનઃ યૌવનને પામી પરસ્પરને જોતાં જે આનંદ અનુભવે તેથીયે વધુ આનંદ આ બંનેએ અનુભવ્યો. ધાત્રી ખસી ગઇ. બંનેએ એકએકનાં હૃદયો ઠાલવ્યાં અને આજન્મ એક રહેવાના કોલ લીધા-દીધા.

વજ્રસેન સમાચાર સાંભળી હર્ષથી પ્રફુલ્લિત થયો. આખા રાજકુળમાં હર્ષ છવાઇ રહ્યો. નીરસ જયંતિમાં પ્રાણ પુરાયો. સુવર્ણજંઘ ને વજ્રજંઘને બોલાવી ચક્રવર્તીએ વજ્રજંઘને શ્રીમતીના પાણીગ્રહણનો પ્રશ્ન છેડયો. સર્વની અનુમતિથી બંને વિવાહથી જોડાયાં ને લગ્નોત્સવ પણ નૃપમંડળની હયાતિમાં જ ઉજવાઇ જાય તેવો પ્રબંધ ગોઠવાયો. રાત્રે જયંતિ-ઉત્સવના છેલ્લા પ્રસંગમાં આ સમાચાર જાહેર કરવામાં આવ્યા. લગ્નોત્સવ તુરતમાં જ ઉજવાવાનો હોવાથી નૃપમંડળને ત્યાં લગી રોકાઇ રહેવાનું સૂચવવામાં આવ્યું. સર્વેએ અનુમતિ

દર્શાવી નગરમાં આ સમાચાર ફરી વળતાં પ્રજાનો આનંદ અવધિએ પહોંચ્યો.

સાતેક દિવસ પછી વજ્રજંઘને શ્રીમતીનાં લગ્ન ઉજવાયાં. સમસ્ત સામ્રાજ્યે અઠવાડીઆનો ઉત્સવ પાળ્યો. નૃપતિ મંડળ સામુદાયિક વિલાસમાં નિમગ્ન બન્યું. સુવર્ણજંઘ નિજ પુત્રના ચક્રવર્તીની કન્યા સાથે લગ્ન કરી કૃતકૃત્ય થઇ રહ્યો. વજ્રજંઘ શ્રીમતી સાથેના ભોગવિલાસમાં સ્વર્ગસુખ અનુભવવા લાગ્યો. સમય થતાં વજ્રસેને ચક્રવર્તીને યોગ્ય કરીયાવર કર્યો. રાજવીમંડળે વિવિધ પ્રકારની ભેટો બક્ષી. સર્વના અભિનંદન સ્વીકારતાં સુવર્ણજંઘ ને વજ્રજંઘ લોહાર્ગલ નગરે પાછા ફર્યા.

અલ્પ સમય પછી પુંડરીકિણીથી સમાચાર આવ્યા કે વજ્રસેન ચક્રવર્તીએ પોતાની ઉમર પાકટ થતાં કુંવર પુંકરપાળને રાજ્યગાદી સોંપી પોતે પ્રવ્રજ્યા ધારણ કરી હતી. આ સમાચારે સુવર્ણજંઘના નયનો ખોલ્યાં. વજ્રસેન કરતાં યે પાકટ ઉંમરનો હોવા છતાં પોતે રાજ્યસુખમાં રચ્યોપચ્યો રહી વજ્રજંઘના હક્કને તરછોડતો હતો. આ અન્યાયથી તેનું હૃદય કંપી ઉઠયું. શુભ મુહૂર્ત જોઈ તુરતજ તેણે રાજગાદી વજ્રજંઘને સોંપી ને પોતે દીક્ષા ધારણ કરી.

વજ્રજંઘે શ્રીમતી સાથે રાજ્યભાર ઉઠાવી લીધો. રાજ્યના પ્રાન્તે પ્રાન્તને તેણે ન્યાય ને નીતિના સૂક્ષ્મ તાંતણે બાંધી લીધા, છતાં તે કંટાળ્યો. સાચા રાજવીના સુવર્ણ મુકુટમાં શા શા શલ્ય હોય છે તેના અનુભવે તેને તે પ્રત્યે વિરક્ત બનાવ્યો, પણ શ્રીમતી અને પ્રજાના સ્નેહે તેને બંધનમાં જકડયો. કાર્યપથની વિટંબણાઓ જોઇ તેથી વિરક્ત થવું તે નિર્બળતા છે, તે તે કેમ ભૂલે ? છતાં સાચા વૈરાગ્યને બંધનમાંયે કોણ જકડે ?

વજ્રજંઘના મન અને વચન વૈરાગ્યથી ઓતપ્રોત થઇ રહ્યાં. તે કાર્યમાં પરિણમે તે પહેલાં તેને એક વિઘ્ન—ફરજ આવી નડી. પુંડરીકિણી નગરીના પુષ્કરપાળ નૃપતિ સામે તેના સામંતોએ બળવો કર્યો હતો. તેને શમાવવામાં મદદગાર થવું તે પોતાનો ધર્મ હતો. ધર્મ કે ફરજથી ચ્યુત થઇ સ્વીકારેલો વૈરાગ્ય તે સાચો વૈરાગ્ય નથી તેમ તે માનતો. સિદ્ધાંતને ભોગે વૈરાગ્ય શો ?

શ્રીમતી ને સૈન્ય સાથે તે પુંડરીકિણી જવાને નીકળી પડયો. પુષ્કરપાળે તેનો યથોચિત સત્કાર કર્યો. બંનેના સામટા સૈન્યે કૃતઘ્ન સામંતોના એકત્ર સૈન્યને કચરી નાંખ્યું. સામંતો ફરી વજ્રસેનની જેમ પુષ્કરપાળને શરણે આવ્યા. તેણે સર્વને વચનથી બાંધી અભયદાન આપ્યું. વજ્રજંઘનો તેણે ઉપકાર માન્યો. વજ્ર-જંઘે તેને પોતાની ફરજ માત્ર ગણાવી. પુષ્કરપાળથી સત્કારાયેલ પોતાના સૈન્યને તેણે લોહાર્ગલ મોકલી દીધું. પોતે શ્રીમતી સાથે ત્યાં કેટલોક સમય રહ્યો. પુષ્કરપાળે યજમાનગીરીની હદ વટાવી. સમય થતાં શ્રીમતી સાથે વજ્રજંઘ લોહાર્ગલ આવ-વાને નીકળ્યો.

રસ્તે એક વન આવતું: બિહામણું ને ભયંકર. પ્રથમ ત્યાં દ્રષ્ટિવિષ સર્પ રહેતો ને મનુષ્યનો પ્રવેશ ત્યાં અશક્ય હતો. હમણાં સાગરસેન ને મુનિસેન નામના બે મુનિઓને ત્યાં કેવળજ્ઞાન ઉપજ્યાના વજ્રજંઘને સમાચાર મળ્યા. શ્રીમતી સાથે મુનિઓને વાંદવાને તે ત્યાં જઇ પહોંચ્યો.

મુનિઓએ વૈરાગ્ય ભાવનાથી પૂર્ણ દેશના આપી. વજ્રજંઘ ને શ્રીમતીએ પાટનગરથી પાછા ફરી તે જ મુનિરાજો પાસે પ્રવ-જ્યા ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી. તેમની તે પ્રતિજ્ઞા સાંભળતાં

બને મુનિરાજોના મુખ પર સ્મિત ફરકયુ વજ્રજંઘે તે સ્મિતને પોતાના અહોભાગ્યની નિશાની રૂપે માન્યુ વારવાર બનેએ મુનિરાજને વદન કર્યું

વન વટાવી તેઓ પાટનગરમા આવી પહોચ્યા નગર-પ્રવેશ સમયે પહેલા જે પ્રફુલ્લ ભાવથી તેઓ વીંટાતા તે ભાવ આજે તેમને નજરે ન દેખાયો રાજકુળના સત્કારમા તિરસ્કારનુ તેમણે ઝીણુ ઝેર વાચ્યુ, પુત્રને ભેટતા હૃદય પાછુ પડયુ આ સર્વ પરિવર્તન તેઓ જોઈ શકયા, પણ પોતાની વૈરાગ્ય ભાવનાથી દુન્યવી વસ્તુઓ પ્રત્યે પ્રગટેલી વિરક્તિજ તેમને તેનુ કારણ લાગ્યુ. કપટના પથમા સપડાયેલા મહાન્ માનવીઓ પણ ઘણી વખત તે કપટને પોતાનો દ્રષ્ટિદોષ જ માની બેસે છે

રાજમહાલના શુનકાર વચ્ચે બને એકમેકના હૃદયમા પ્રગટેલી દીપિકાઓના તેજમા આગળ વધ્યા સર્વત્ર અધકાર હતો વિના-શક ને ભયકર કારણ કોઇને પુછી શકાયુ નહિ ‘સવારે થઈ રહેશે’ માની બનેએ સંધ્યાનુ ભોજન લીધુ પ્રવ્રજ્યાની મહા ભાવના તેમના હૃદયમા રમી રહી હતી સાથે જ વિષની મહા-જ્વાળા તેમના દેહને વીંધી રહી બને શયનગૃહમા પહોચ્યા અતિમ કાળને યોગ્ય ભાવનાની સૃષ્ટિમા તેમણે પરિભ્રમણ આદર્યું અને વિષથી પરિતૃપ્ત, પુત્રથી હણાયેલા, પ્રવ્રજ્યાને સ્મરતા ને કાળ પર ભરોસો રાખવા માટે શોષતા બંને અન્ય ધામમા ચાલ્યા ગયા

અચળ આ સૃષ્ટિ ને સ્વાર્થમા ચળ એવા કાળ ને આયુ-ષ્યના ભરોસા શા ?

---

# સાચો સલાહકાર



જંગી વટવૃક્ષ નીચે, વાવની પાસે સુવર્ણ ને રત્નથી દેદીપ્યમાન એક રથ ઉભો હતો. વૃક્ષ પરનાં પંખીઓનો ઝીણો કલરવ ને પાણીની સપાટી પરનો શાંત ધીમા ઘુઘવાટનો સંગમ સુમધુરતા ઉપજાવતો. ઉગતા સૂર્યનાં આછેરાં કિરણો વૃક્ષની ઘટા વીંધી રથના સોનેરી પડદા પર પડતાં ને ત્યાંથી વાયુમાં પ્રતિબિંબિત થઇ આસપાસ ફેલાઇ જતાં. વાવના પત્થરો શુધ્ધ સંગેમરમરના ન્હોતા, છતાં તેમાં ગુંથાયેલી કળા માનવીને આકર્ષતી. પ્રભાતનો સુમધુર પવન હૃદયનાં બળેલાંને પણ શાંતિ અર્પતો.

વાવને કિનારે એક યૌવનમાં ઝુલતી સુંદરી બેઠી હતી. લીલા સાળુમાંથી તેનું ખીલતું સૌન્દર્ય દર્શાઇ આવતું. અંગેઅંગમાંથી ઝરતા તે સૌન્દર્યને છુપાવવા તેણે અલંકારોની હારમાળા સજી હતી, છતાં સાળુ વીંધીને પણ પીઠ પાછળ રહેલ સૂર્યનાં કિરણો તે સૌન્દર્યને સ્પર્શી જતાં. દમામ, પ્રતિભા, ઓજસ, સેવકગણ ને અલંકૃત ઉપકરણોના સ્વામીત્વથી તે રાજકન્યા કે રાજરાણી તરીકે ઓળખાઇ આવતી. તેનો વિનય સાચવતા, ગરૂડ શી તીણી આંખો

ફરકાવતા દશેક શસ્ત્રસજ્જિત સૈનિકો ને ત્રણેક પ્રતિભાશાળી વૃદ્ધો વૃક્ષ નીચે ઉભડક બેઠા હતા સુંદરીની આસપાસ ત્રણેક મુગ્ધાઓ હાસ્યકિરણો વર્ષાવતી આટા મારી રહી હતી ચારેક મજુરો વૃક્ષની છાયામા લાંબા થઇ સુતા હતા પાસે જ ચંદ્રવર્ણા બે બળદો સોનેરી શીંગથી અલંકૃત થઇ વાગોળતા હતા. સુંદરી આ સર્વ પર વારે વારે સ્વામીત્વની સત્તાથી દ્રષ્ટિ ફેરવતી

સૂર્યપુરના ચંદ્રકેતુ નૃપતિની સ્વયપ્રભા નામે તે કન્યા હતી વિશ્વપુરના બહુયશા નામે ગજવી સાથે તેના લગ્ન થયા લગ્નકાળે બહુયશા રાજકાર્યને લઇ હાજર ન રહી શકયો. અચેતન છતા નૃપતિને પણ પ્રાણ સમાન પ્રતિનિધિ રૂપ-અસી-દ્વારા તેમના લગ્ન ઉજવાયા ઉત્સવ પુર્ણ થયે બહુયશાએ સ્વયપ્રભાને તેડવા માણસો મોકલ્યા તે માણસો સાથે પિયેરની ત્રણેક સખીઓ ને દાસદાસીઓ લઇ સ્વયપ્રભા વિશ્વપુર જઈ રહી હતી વૃક્ષ ને વાવના સંગમસ્થાને યોગ્ય સ્થળ જાણી તે વિસામા અર્થે ઉતરી હતી

મધ્યાહ્ન થતા સર્વની આખો ઘેરાવા લાગી સ્વયપ્રભા પણ વાવની કિનાર ત્યજી રથમા આવી ગાદી પર પડી. સૂર્ય નમતા અહીંથી પ્રસ્થાન આદરી સાતેક કોશ પરના બહુયશાના મિત્રરાજાના ગામમા જઈ ગ્હેવાનુ હતુ સ્વયંપ્રભાની સખીઓ પણ રથમા આવી ગપાટા હાકવા લાગી એક વૃદ્ધ સિવાય સર્વ મધ્યાહ્નના ઘેનમા હતા

વૃદ્ધે તીણા કાન ને આખો ચારે દિશાએ ફેરવ્યા, ને તેણે દૂરથી દોડતા આવતા અશ્વોનો અવાજ સાભળ્યો તે

ચમક્યો. બીજા સાથીઓને તેણે જગાડ્યા. દૂરથી આવતા અશ્વો દૃષ્ટિગોચર થયા. સાતેક શસ્ત્રસજ્જિત સ્વારો સાથે કોઇ નૃપતિ દોડતો આવતો હતો. ત્રણે વૃદ્ધો ભયથી વિહ્વળ બન્યા, છતાં તે છુપાવી તેમણે સૈનિકોને શસ્ત્રસજ્જિત થવાની ને સ્વયંપ્રભાને જાગૃત રહેવાની સૂચના આપી.

સૈનિકો સાથે નૃપતિ ત્યાં આવી પહોંચ્યો. સૈનિકોને સજ્જ જોઇ સીધો હલ્લો કરતાં તે અચકાયો. તેની દ્રષ્ટિ રથ ભણી વળી, પણ પડદાની સપાટી પરથી તે પાછી ફરી. સમાચાર મળતાં તે ખરે બપોરે સુંદરીનું હરણ કરવા અહીં આવ્યો હતો. અને તે અલભ્ય. યોગ મળી જતાં તેને લીધા વિના કે જોયા પણ વિના હારી, નિરાશ થઇ આમ પાછા ફરવું તેને અયોગ્ય ને પોતાના પુરૂષાતનને લાંછનરૂપ લાગ્યું. વૃદ્ધો સામે જોઇ તે બોલ્યોઃ "તમે કોણ છો? અને આમ શસ્ત્રસજ્જ થઇ મારા રાજ્યમાં પડાવ નાંખવાનું કારણ શું છે?"

વૃદ્ધો તો તેની દ્રષ્ટિને પામી ગયા હતા. તેમાંના એકે ઉત્તર આપ્યો; "આ રાજ્ય કોનું છે અને તમે કોણ નૃપતિ છો તે અમે જાણતા પણ નથી. અમે વટેમાર્ગુઓ છીએ. અમારી પાસે જોખમ હોવાથી રક્ષકોને અમે સાથે રાખ્યા છે. આમાં રાજકીય દૃષ્ટિએ કંઇ ગુન્હો થતો હોય તેમ માનવું અશક્ય છે."

નૃપતિ કોપાયમાન થયો. એક સૈનિકને પાછા ફરવાની સૂચના આપી તે વૃદ્ધો સાથે ઝગડવા લાગ્યો. વૃદ્ધોએ પાછા ફરતા તે સૈનિકને પોતાના સૈનિકોદ્વારા અટકાવ્યો. હવે નૃપતિનો હલ્લા સિવાય આરો ન્હોતો, પણ વૃદ્ધો નૃપતિથીએ વધુ

ચાલાક હતા રથને એક બાજુ પર રાખી દશે સૈનિકો સાથે તેઓ નૃપતિ અને તેના સૈનિકોની આસપાસ ફરી વળ્યા રથને તેમણે એકદમ વિશ્વપુર લઇ જવાની સુચના આપી. નૃપતિ તેને કોઇ રીતે અટકાવી શકે તેમ ન્હોતો.

સડસડાટ કરતો રથ ચાલ્યો ગયો તેને અટકાવવાની નૃપતિએ પોતાના સૈનિકોને આજ્ઞા આપી ઘેરો વીધવાનો પ્રયત્ન કરતા સૈનિકો પર સ્વયપ્રભાના સૈનિકો તૂટી પડયા. ભયકર ઝપાઝપી પછી નૃપતિને નાસી જવાની ફરજ પડી હણાયેલા ચાર સૈનિકોને અગ્નિદાહ દઇ વૃધ્ધો બાકીનાઓ સાથે રથને જઇ મળ્યા

અલ્પકાળમા રથ વિશ્વપુરે આવી પહોચ્યો. ગ ધસમૃધ્ધિનગરના મહાબળ નૃપતિ પર આવો અપ્રતિમ વિજય મેળવી આવેલા પોતાના મ ત્રી અને સૈનિકોનો બહુયશાએ અપૂર્વ સત્કાર કર્યો સ્વયપ્રભાને પ્રથમ પગલેજ આવો વિજય વરી આવતી જોઇ નૃપતિએ તેને વિજયની દેવી માની, હૃદય સરસી ચાપી તેણે તેને પટરાણીપદે સ્થાપી રાજયમા લગ્નનો હર્ષોત્સવ ઉજવાવ્યો સર્વત્ર આન દ આન દ છવાઇ રહ્યો, પણ નૃપતિ હૃદયમા ઉડે ઉડે ભયની લાગણી અનુભવાવા લાગી મહાબળ પરના વિજયે તેને ગર્વશીલ છતા ચિ તાગ્રસ્ત બનાવ્યો

મહાબળ એ સાચો ક્ષત્રિય નૃપતિ નહિ, પણ સૈનિકોના દોરથી પ્રજા પર દાબ રાખી શાસન કરતો વિલાસી લુટારો હતો સ્નેહ ને દયાની લાગણીઓને તેણે હૃદયમાથી ખે ચી કાઢી હતી સુ દરીઓના તે ભમૂહ સ ઘરતો, પણ નિજની વિલાસી વૃત્તિને સ તોષવા પુરતી પૂતળીઓ તરીકે. એકેને તેણે હૃદય અર્પ્યું ન્હોતુ, સાચા હૃદય જેવી તેની પાસે વસ્તુ જ ન્હોતી.

લાવણ્યમયીનું નામ સાંભળતાં તે તેની પાછળ પડતો ને તેને મેળવતો ત્યારે જ સંતોષ પામતો. તેના હાથથી એકે છૂટતી નહોતી, ને છૂટતી તો યમના દ્વારે જવા પૂરતી. તેના ક્રોધની સીમા નહોતી. કિન્નાવૃત્તિ તેની રગેરગમાં ઉછળી રહેતી. તેની પાસે કેળવાયેલું ને વજ્રહૃદયી મોટું સૈન્ય હતું. તે તેની મદદથી ગમે તેવા અનુપમ નૃપતિને પણ તોબા પોકરાવતો.

સ્વયંપ્રભા તેના હાથથી ગઇ; સાંદર્યનો પુંજ હાથમાંથી છટકી જતાં ક્રોધથી તે તપ્ત થઇ રહ્યો. ગમે તે ઉપાયે બહુયશાનો નાશ–તેજ તેનો સ્વીકૃત પન્થ થયો.

સૈન્ય તેણે એકઠું કર્યું. પ્રજાની ઉન્નતિ માટે નવા પ્રદેશો જીતવાના બ્હાના હેઠળ પ્રજા પાસેથી તેણે પૈસો કઢાવ્યો. બહુયશા તેના સ્વરૂપને અને ચારિત્રને સારી રીતે જાણતો હતો. તેણે પણ સામનાની તૈયારી કરી. એક અભિમાનની સીઢીએ ચડયો હતો, બીજો રક્ષણના આસને હતો. એક જીવંત ને જડસૃષ્ટિનું હળાહળ વિષ પીને પ્રમત્ત બન્યો હતો, બીજાના હૃદયમાંથી અમૃતની સેરો છૂટતી.

સ્વયંપ્રભા આ વિનાશક ઘટનાથી ચિંતાતુર બની, પણ ક્ષત્રિયાણીને છાજતી શુરવીરતાથી શત્રુ સામે શસ્ત્રો સજ્યાં. મહાબળના ધસમસ્યા આવતા સૈનિક પ્રવાહને રોકવાને તે અને બહુયશા સૈન્ય સહિત ઉતરી પડયાં. વિશ્વપુરને આંગણે યુધ્ધનો દાવાનળ સળગ્યો. બંનેના સૈનિકો તેમાં સ્વાહા થઇ રહ્યા. પણ એકે નમતું આપે તેમ નહોતો.

મહાબળ સૈન્યના બાહુબલ્ય ને અભિમાનથી પરિણમતા સાહસ પર મુસ્તાક હતો; બહુયશાને સ્વયંપ્રભાના ઉત્તજન

સાથે સુયોગ્ય કારણ હતુ, પણ ક્ષણિક વિજય તો પાપને જ મળે ' કુદરતના નીતિશાસ્ત્રનુ તે વાકય અત્રે દૃષ્ટિગોચર થતુ લાગ્યુ

બહુયશાનુ લશ્કર પાછુ પડતા મહાબળે સૈન્ય સાથે તે પર અનુની ધસારો કર્યો બહુયશાના સૈન્યમા નાસભાગ થઇ રહી તેનાં અને સ્વય પ્રભાના ઉત્તેજક વાકયો નિષ્ફળ ગયા. મહાબળે ઘાતકવૃતિનો આશરો લીધો પોતાના માનેલા બંને વૈરીઓને હણી, સૈન્યનો કચ્ચરઘાણ કાઢી નાખી, ગામને ઉજ્જડ બનાવી તે આનદથી નાચવા લાગ્યો લૂંટેલા માલને લઇ તે સૈનિકો સાથે નિજ નગરે પાછો ફર્યો

વિજયના ઉલ્લાસમા તે ગરકાવ થયો, ભોગવિલાસમા નાચવા લાગ્યો, પણ તે ઉલ્લાસ કે ભોગની પાછળ સહૃદયતા કે માનવતાનો અશ ન્હોતો. ઉલ્લાસ બે પ્રકારના હોય એક વિશ્વ પ્રત્યે સબાન્ધવતાનો, બીજો પૈશાચિક નૃત્યનો મહાબળ બીજા પ્રકારના ઉલ્લાસથી વ્યાપ્ત હતો પૈશાચિક લાગણીઓ તેના પર સ્વામીત્વ ધરાવતી, છતા તે સર્વની પાછળ વિપરીતતાથી પોષાતી કો અણુકલ્પી ભાવના તેને કોતરી રહી

× × × × ×

**સમય** વિશ્વપુરની જીત પછી એકાદ વર્ષે ચૈત્ર વદિ અમાવાસ્યાની સમી સન્ધ્યાનો

**સ્થળ** ગધસમૃદ્ધિ નગરનુ ન્યાયભુવન

ભોગવિલાસમા પૂર્ણ, છતા હૃદયમા પશ્ચાત્તાપની કો અદૃસ્ય લાગણી અનુભવતો મહાબળ નૃપતિ ન્યાયભુવનના રત્નોથી મઢેલા સુવર્ણ સિંહાસન પર બેઠો છે. પાસે જ સ્વય-

બુદ્ધિ, સંભિન્નમતિ, શતમતિ, મહામતિ ઇત્યાદિ ધર્માધર્મના ભિન્ન ભિન્ન સિદ્ધાંતોથી દોરવાયેલા અને દરેક પોતાનો સિદ્ધાંત નૃપતિ પર ઠસાવવા મથતા મંત્રીઓ યોગ્ય આસનો પર બેઠા છે. એકાન્તનો સમય હોવાથી અન્ય સમુદાયની ગેરહાજરી ધ્યાન ખેંચતી નથી.

આખું ભુવન નૃપતિની વિલાસી ને ભોગમગ્ન લાગણીઓનું પ્રતિબિંબ છે. ઠેર ઠેર નગ્ન સ્ત્રીઓનાં ચિત્રો ચિતરેલાં છે. ખૂણે ખૂણે ચોડેલાં રત્નોમાંથી તેજના ફુવારા છુટે છે અને ટાંગેલાં ઝુમ્મરો તેમજ અરિસાઓમાં તેનું પ્રતિબિંબ પડતાં ત્યાં અપૂર્વ દૃશ્ય થઈ રહે છે. નૃપતિના મુખ પર અત્યારે તેની નિત્યની વિલાસી લાગણીઓનો કંઇક અભાવ છે. કોઇ વસ્તુ માટે તે ઉત્સુક જણાય છે. મંત્રીઓ પ્રતિ દૃષ્ટિ ફેરવી—

નૃપતિ : "મંત્રીઓ, આજે હું ઉત્સુકભાવે પ્રશ્ન પુછું છું. સાચો અને યોગ્ય ઉત્તર આપતાં જરીયે અચકાશો મા. બોલો, બોલો, વિલાસની પરિતૃપ્તિ મનુષ્યને ક્યાં દોરતી હશે?"

સ્વયં : "મહારાજ, માનવી કદીયે વિલાસથી તૃપ્ત થતો જ નથી. કાં તો તેને તે પ્રત્યે અભાવ ઉપજે છે, અથવા તો અજાણપણે પણ તે તેમાં અટવાયેલો હોય છે. વિલાસનું અંતિમ સ્વરૂપ તો ક્રોધી અને અકરાંતીઓ વ્યભિચાર છે."

નૃપતિ : "વિલાસ પ્રત્યેના અભાવનું કારણ શું?"

સ્વયં : "તેના પ્રત્યેનો ક્રોધ અથવા તો તેનાં વિરોધી તત્ત્વોનો સ્વીકાર. વિલાસમાં પરિવૃત્ત માનવીને જ્યારે એમ લાગે છે કે વિલાસ અથવા તો તેનાં ભોગ્ય પાત્રોદ્વારા તેને અન્યાય

થયો છે ત્યારે તેને તેની પ્રત્યે ક્રોધ ઉપજે છે, અને તે ક્રોધમાથી અભાવનો જન્મ થાય છે અથવા તો કોઇ સદ્‌ગુણીદ્વારા ગુણસમુદ્રના દર્શન કરી, તેને તે સ્વીકારે છે ત્યારે વિલાસ પ્રત્યે તેને સ્વાભાવિક જ અભાવ ઉપજે છે ”

નૃપતિ “વિલાસને સદ્‌ગુણનુ વિરોધી તત્ત્વ ગણાવી તમે એમ કહેવા માગો છો કે વિલાસ પ્રત્યેનો વૈરાગ્ય તેમાંની નિમગ્નતા કરતા ઉચ્ચ કોટિનો છે ?”

સ્વયં “તે તો સાવ સ્વાભાવિક છે વધુમા વિલાસ એ તો વિનાશનુ પગથીયુ છે, અધર્મનુ તે મૂળ છે જે યોગ માનવીને સતોષ સરખી પણ સામાન્ય વસ્તુ ન બક્ષી શકે તેમા નિમગ્નતા–તે નરી મૂર્ખાઇ નહિ તો બીજુ શુ ? આપે સાચુ જ કથવાનુ કહ્યું છે તો કહુ છુ આપનુ જ દ્રષ્ટાત લો વિષય અને વિલાસથી નિમગ્ન દેહની કરમાયેલી કાતિ અવલોકો નયનોમા મીઠાશ ને અમૃત અને હૃદયમા જે દયાનુ ઝરણુ જોઈએ તે આપનામા વહે છે ? વિલાસે ને વિષયે આપને સેકડો રાજવીઓ સાથે ઝેરવેર કરાવ્યા તેમા જ નિમગ્ન બની આપે વિશ્વપુરની નિર્દોષ પ્રજાનો વિનાશ કર્યો ને આપે શુ મેળવ્યુ ? દેહની નિર્બળતા, કાન્તિમા ક્ષતિ, હૃદય અને નયનોમા નિત્યનો અતૃપ્ત ભાવ ને ધર્મવિમુખતા હૃદયના ઉંડાણુમા આપ દ્રષ્ટિ કરો, ત્યાથી ઉપજતા ધ્વનિનુ શ્રવણુ કરો ને જો તે આપની પ્રવૃત્તિને અપનાવતુ હોય તો હુ આપના અવિનયની શિક્ષા સહેવાને તૈયાર છુ ”

( નૃપતિના હૃદયમા પશ્ચાત્તાપની છુપી જ્વાળા પ્રગટે છે, તેથી દાઝતો તે સ્વયબુદ્ધ પ્રત્યે કૃત્રિમ ક્રોધના નયનો ફેરવી શાત રહે છે તેની પ્રત્યે નૃપતિને કોપાયમાન માની—)

સંભિન્ન : "શાબાશ, વયસ્ય શાબાશ. તમ સરીખો સદ્ગાહુ-કાર મેળવનાર ધર્મનો સ્થંભ ન બની રહે તો બિચારો ધર્મ પણ તૂટી પડે. આ ધર્મ ને એ વિલાસ–વિમુખતાની વાતો તો આજ સુધી અમે ગાંડાને મુખે જ સાંભળી છે. પ્રત્યક્ષ પ્રમાણ મૂકી પરોક્ષને પકડવું તે તો ન્યાય કે નીતિશાસ્ત્રથી પણ વિરૂદ્ધ છે. આ પૃથ્વી પ્રત્યક્ષ છે, તે પર આપણે મોજમઝા કરી આનંદકુંડમાં મ્હાલીએ છીએ તે પ્રત્યક્ષ છે, ત્યારે તે ત્યજી દઇ પરોક્ષ એવી સ્વર્ગ કે મોક્ષની કલ્પનાઓમાં જીવનને કષ્ટોદ્વારા નીચોવી નાંખવું તે કયા શાસ્ત્રનો સિદ્ધાંત? રૂપ ને લાવણ્યથી લચી પડતી સુંદરીના બાહુપાશને ત્યજી વન કે ઉપવનમાં બાવળના ઠુંઠાની જેમ નિશ્ચેષ્ટ ઉભા રહેવામાં શ્રેય સમજનારને તે કઇ કોટિનો મૂર્ખ ગણવો? મિત્ર, ધર્મ કે અધર્મ, સ્વર્ગ કે મોક્ષની પંચાતો છોડી દઇ જગત પર પ્રત્યક્ષ આનંદ લુંટાય તેટલો લુંટો અને સ્વામીને લુંટવા દો."

શત: "મહારાજ, સિધ્ધાંતિક દ્રષ્ટિએ નહિ તો પણ વ્યવહારિક દ્રષ્ટિએ સંભિન્નમતિ સાચું જ કહે છે. સિધ્ધાંતિક દ્રષ્ટિએ તો અતિક્ષણ ભંગુર પદાર્થ વિષયના જ્ઞાન સિવાય જુદો કોઇ આત્મા નથી. વસ્તુઓમાં સ્થિરપણાની બુધ્ધિ છે, તેનું મૂળ કારણ વાસના છે. પૂર્વ અને અપર ક્ષણોનું વાસનારૂપ એકત્વ વાસ્તવિક છે, ક્ષણોનું એકત્વ વાસ્તવિક નથી. ક્ષણોના અવાસ્તવિક એકત્વને માની લઇ, પ્રત્યક્ષ ને પ્રિય આનંદ ત્યજી દઇ મહાકષ્ટો ભોગવવાં તેના સરીખી મૂર્ખાઇ કઇ?"

મહામતિ: "સાચી વાત. આ સર્વ માયા છે; તત્વથી કંઇ નથી. દેહ અને મનને પ્રિય તે સ્વીકાર્ય અને અપ્રિય તે

અસ્વીકાર્ય ઐહિક સુખ ત્યજી પારલૌકિકની પાછળ દોડવુ તે અમૃત ત્યજી વિષ સ્વીકારવા બરોબર છે સર્વ પદાર્થો સ્વપ્નની માફક મિથ્યા છે. સ્વપ્નમા આનદ અને ઉપભોગ પ્રિય લાગે છે કે કષ્ટોની પરપરા ?"

સ્વય "મહારાજ, મત્રીવર્યોના કથન તો સાભળ્યાને ? સાચા લાગે છે ? હિસા, અસત્ય, સ્તેય, વિષયકષાય ને વિલાસરૂપી અધર્મ શુ સ્વીકાર્ય લાગે છે ? તે સ્વીકાર્ય હોય તો પ્રેમ ને દયા, વિશ્વબંધુત્વ ને સમાનતાની ભાવનાને સ્થાન કયા ? લાલસા ને વિષયો આરોગ્યના વિનાશક હોઇ શૌર્ય વિના વિશ્વનુ અસ્તિત્વ શે નભે ? ને ક્ષણિક વાદ તો હળહળતી માયાજાળ છે. જો વસ્તુને પ્રાણી માત્ર પ્રતિક્ષણ ભગુર હોય તો એક ક્ષણે એક પતિને પરણેલી સ્ત્રી બીજી ક્ષણે તે જ પતિની સ્ત્રી કેમ હોઇ શકે ? આપનુ જ દ્રષ્ટાત રાજદડ અર્પતી વખતે આપને અર્પાયેલુ સ્વામીત્વ આજે વર્ષોના ગાળા પછી કયા વાદથી સિધ્ધ થઇ શકે ? ને માયાવાદ તો પ્રકૃતિની ક્રૂર મશ્કરી છે સ્વપ્ન એ તો વાસનાઓનુ પ્રતિબિંબ છે તેમાંની વસ્તુ પ્રમાણથી વસ્તુ તરીકે અસિધ્ધ છે જગત અને પ્રકૃતિ તો વસ્તુ તરીકે પ્રમાણથી સિધ્ધ અને પરિવર્તિત છતા નિત્ય છે આવી મોહજાળો સામાન્ય મનુષ્યોને કદાચ આકર્ષે પણ વિચારકો પામે તો તે હાસ્યાસ્પદ જ નિવડે (નૃપતિ પ્રતિ જોઇ) આપ શું માનો છો ?"

નૃપતિ "કદાચ તમારી વાત સાચી પણ હોય, પણ પ્રત્યક્ષ પ્રમાણ સિવાય કોઇ પણ માન્યતાને સ્વીકારવી હું અયોગ્ય માનુ છુ"

(સ્વયંબુદ્ધિ પ્રથમ અચકે છે, પણ પછી ધર્મકાર્ય માની પોતાની વિદ્યાશક્તિનો પ્રભાવ અજમાવે છે. તે પ્રભાવથી નૃપતિના પૂર્વજોના વર્તમાન અવતારોના અપ્રગટ દેહી આત્માઓ એક પછી એક નૃપતિ સમક્ષ પ્રગટ થાય છે. )

૧. આઃ હો, બળસ્વામી. કુરૂચંદ્ર નામે તારો હું પૂર્વ-પુરૂષ છું. નૃપતિ અવસ્થામાં વિષયોમાં રચ્યોપચ્યો રહ્યો, પ્રજાને દુઃખ દીધું. આજે હું નર્કાવાસનાં દુઃખો ભોગવું છું. જે દુઃખનું સ્વપ્ન પણ માનવીને બેહોશ બનાવે તે દુઃખથી બચવાને તું ધર્મનો આશ્રય લે. ( કાંટાની વૃષ્ટિ સાથે ચીચીઆરીઓ પાડતો અદ્રશ્ય થાય છે )

૨. આઃ હો, મહાબળ. તારો પૂર્વપુરૂષ ને કુરૂચંદ્રનો હરિશ્ચંદ્ર નામે પુત્ર હું દેવ છું. મારા પિતાને અધર્મનાં ફળો ભોગવતા નિહાળી મેં ધર્મ ધાર્યો. તેના પ્રતાપથી આજે હું સ્વર્ગનાં સુખો ભોગવું છું. તું પણ ધર્મને આશ્રયે જા. ( અદ્રશ્ય થાય છે. પુષ્પવૃષ્ટિ સાથે દુંદુભી વાગે છે.)

૩. આઃ હો, બળપતિ. દંડક નામે તારો હું પૂર્વપુરૂષ છું. મણીમાલી નામે મારે એક પુત્ર હતો તેના પર મમતા રાખી મૃત્યુ પામી હું સર્પ થયો. પૂર્વના યોગે મણીમાલીના ભંડારનો હું રક્ષક બન્યો. મણીમાલીને તેની ખબર પડી. તેણે મને ધર્મ સંભળાવ્યો. ધર્મના યોગે મૃત્યુ પામી હું દેવ થયો. આજે યે સ્વર્ગનાં સુખો અનુભવું છું. મણીમાલીના ઉપકારને સ્મરી મેં તેને ધર્મનો એક સ્વર્ગથી હાર લાવી બક્ષ્યો. આજેય તે તારી છાતી પર છે. તે હારને સ્મરી તું ધર્મના આશ્રયે

જા. તારો ઉધ્ધાર થશે. (અદ્રશ્ય થાય છે પાછળ પુષ્પવૃષ્ટિ સાથે દુદુભીનો અવાજ સભળાય છે મહાબળ વિચારમાં અટવાય છે )

૪ આ હો, મહાબળ, તારા પિતાનો હુ આત્મા છુ સ્વર્ગ અત્યારે મારૂ નિવાસસ્થાન છે. જગત પર વૈરાગ્ય કેળવી મેં સયમ અગીકાર કર્યો તેના પ્રતાપે મારી આજે આ સ્થિતિ છે તને ચેતવુ છુ; એક માસનુ આયુષ્ય તારૂ બાકી છે, તે દરમિયાન સુકૃત પન્થ સ્વીકારી લે મારી તને આશીષ છે. (દુદુભી અને પુષ્પવૃષ્ટિથી અનુસરાયેલો તે અદ્દશ્ય થાય છે)

નૃપતિ "સ્વયબુદ્ધમતિ, તમને ધન્ય છે મારા આત્મા પરતું આજે તમે પડળ ખોલ્યુ છે મારા સર્વ દુષ્કૃત્યો આજે મને પશ્ચાત્તાપને પન્થે દોરે છે. તેમા સળગી હું પવિત્ર થઇશ તે પવિત્રતાને કેળવવા અત્યારે જ હુ મારો ગજદડ યુવરાજને સોપુ છુ. તેને સાચવજો માગ જેવા દુષ્કૃત્યોને પન્થે તે ન વળે તેની સાવચેતી રાખજો હું સયમ માટે ઉત્સુક થયો છુ "

ત્રીજે દિવસે નગરજનોથી સ્તવાયેલો નૃપતિ તેમની ક્ષમા ઇચ્છી પ્રવજ્યા અગીકાર કરે છે, ને અણુશણુ ધારી એક માસને અતે સ્વર્ગે સચરે છે



# ૭ મિત્રો



ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં મધ્યાહ્નનો સૂર્ય તપી રહ્યો હતો. અગ્નિથી ઝરતાં તેનાં કિરણો પ્રાણી માત્રના દેહને વીંધી નાંખતાં હતાં. ઉકળાટનો પાર ન્હોતો. ઉપાનહથી સંરક્ષાયેલા ચરણો પણ પૃથ્વી પર પથરાયેલી ગરમીથી જળી રહેતાં. દરિદ્રીનો મૃત્યુ સિવાય આરો ન્હોતો. ધનિકો પણ ધનથી સર્વથા તો સંરક્ષિત ન્હોતા જ.

આવે સમયે એક મનુષ્ય ઉઘાડે માથે, અળવાણે પગે, એક ઝીણા વસ્ત્રથી ઢંકાયેલા શરીરે પાસેનું રણ વીંધી ત્યાં આવ્યો. તેની કલ્પના પણ કમકમાટી ઉપજાવે. પણ કમકમાટી ઉપજાવે તેવી કલ્પના પણ નર્યું સત્ય હતું. તે મધ્યાહ્ન કાળે રણ વીંધી નગરમાં આવેલા એક મુનિરાજે ઉપાશ્રયમાં આશ્રય લીધો. પગ ને માથું તેમનાં ખુલ્લાં હતાં. તે વસ્ત્રની નીચે ઢંકાયેલ તેમનું શરીર રોગથી પરિપૂર્ણ લાગતું. આખા દેહ પર ઝીણાં કૃમિઓ તરવરી રહ્યાં હતાં. મનુષ્ય આવા સમયે આ દુઃખને સહન કરી શકે કે કેમ ? તે એક પ્રશ્ન હતો; છતાં આ મુનિ તો તે સહન કરી રહ્યા જ હતા. ઉપાશ્રયના એક ખૂણે કામળી પાથરી તેમણે તે પર નિર્વિકાર ચિત્તે શરીર લંબાવ્યું.

અલ્પ સમય પછી તેઓ ઉઠયા ને જીવનને યોગ્ય વિધિ-વિધાન આચર્યું તે પૂર્ણ થતાં ગોચરી લેવાને તેઓ પાત્રા સાથે બહાર નીકળ્યા. જે મનુષ્યની તેમના પર દૃષ્ટિ પડતી તે તેમના દુઃખથી કંપી ઉઠતુ ને તેમની સહનશકિતની પ્રશંસા કરતુ મુનિ તો સર્વ પ્રત્યે સમભાવી, નિર્વિકારી ને નિરપેક્ષ હતા ફરતા ફરતા તેઓ એક મહાલયને બારણે આવી ઉભા.

તે મહાલય હતો નગરની શોભા રૂપ, ગજકુંવરે બધાવેલો, પાચ મિત્રો સાથેનુ પોતાનુ નિવાસસ્થાન રાજકુમાર મહીધર ક્ષિતિપ્રતિષ્ઠિતના નૃપતિનો એકનો એક કુવર હતો નાનપણથી તેને ગામના પાચ પ્રતિષ્ઠિત કુટુંબોના પુત્રો સાથે મિત્રાચારી બધાઇ હતી તે સર્વ નિજ નિજના કુટુબોની સાથે રહેતા, પણ કોઇ કોઇ વખત તેઓ પોતાને માટેના આ ખાસ નિવાસસ્થાનમા આવી વસતા. આજે તેઓ અહી રહ્યા હતા

મુનિરાજ પર રાજકુમારની પ્રથમ દૃષ્ટિ પડી તે તેમના રોગને પારખી ગયો. સત્કાર કરી તેણે તેમને શુદ્ધ આહાર વહોરાવ્યો તેઓ મહાલયની બહાર જતા તેણે પોતાના વૈદ્ય મિત્ર જીવાનદને પોતાની પાસે બોલાવ્યો.

"હમણા અહી આવેલા મુનિરાજને તે જોયા કે કેમ ?" તેણે તેને પૂછયુ "

"હા, અને તમારા કહેવાનો ભાવાર્થ પણ હું સમજુ છુ. તમે મને લાલચુ કે કઠોર સમજો છો, પણ તમારી ભૂલ છે તમોએ તેમના શરીર પર જે રોગ જોયો તે મે પણ જોયો છે તે રોગને વિના મૂલ્યે કે લાલચે નાબૂદ કરવો તે મારો ધર્મ છે અને તે હુ સમજું છું, પણ હુ લાચાર છું આ કઇ

સામાન્ય રોગ નથી. કૃમિકુષ્ટનો તે રોગ છે. તેની નાબૂદી અર્થે લક્ષપાક તેલ, રત્નકંબળ અને ગોશીર્ષચંદનની આવશ્યકતા છે. તે ત્રણમાંથી મારી પાસે ફક્ત એક લક્ષપાક તેલ જ છે. બીજાં બે બહુ કિંમતી છે. જો તે તમો લાવી આપો તો રોગ નાબૂદ કરવાનું હું માથે લઉં છું."

વૈદ્યને દબડાવવા જતાં રાજકુમાર પોતે જ દબડાઇ ગયો. પોતે રાજકુંવર હતો, લક્ષ્મી તેને બારણે ઝૂલતી, સરસ્વતીની તેના પર કૃપા હતી, મુનિરાજ પર તેનો સ્નેહ અને ભક્તિ હતાં. પળવારમાં તે રત્નકંબળ અને ગોશીર્ષચંદન આણી શકે તેમ હતું, છતાં તે સર્વ પર વૈદ્યના શબ્દોમાંની કોઇ અદૃશ્ય સત્તા ચડી જતી લાગી અને તે શરમાયો; પણ અત્યારે તો કર્તવ્ય એ જ તેનો પન્થ હતો. રત્નકંબળ અને ગોશીર્ષચંદન આણવા બાકીના ચાર મિત્રો સાથે તે નીકળી પડયો.

તેના મિત્રો પણ ભક્તિભાવમાં તણાયા હતા. તેમની ભાવના સાધુ પુરૂષના રોગ નિવારણાર્થે દેહનું બલિદાન આપવા સુધી પહોંચતી, ત્યારે આ તો ફક્ત સામાન્ય સહાયનું જ કામ હતું. ભાવનાની સૃષ્ટિમાં વિચરતા ને સુયોગ્ય વાર્તાલાપ ચલાવતા તેઓ એક વૃધ્ધ વણિકની દુકાને આવી પહોંચ્યા.

વણિકે સર્વનો સત્કાર કર્યો. રાજકુમારે સામાન્ય વેષ ધારણ કરેલ હોવાથી તે ઓળખાઇ શકયો નહિ, છતાં વેપારીએ સર્વની રીતભાત પરથી તેમને કુળવાન યુવકો ધાર્યા. સત્કાર વિધિ પૂર્ણ થતાં તે બોલ્યોઃ "ભાઇઓ, આપના અત્રે આવવાનું કારણ જણાવવાની કૃપા કરશો ?"

રાજકુમારે પ્રાથમિક વાર્તાલાપ આરંભ્યો તે પૂર્ણ થતા તે બોલ્યો 'મહાશય ! અમારે એક રત્નકંબળ ને ગોશીર્ષચંદનની આવશ્યકતા છે ”

વણિકે પાચે પગ એક વેધક દૃષ્ટિ નાખી આવા સામાન્ય યુવકો રત્નકંબળ ને ગોશીર્ષચંદન જેવી મૂલ્યવન્તી ચીજો મૂલવે તે તેને હાસ્યાસ્પદ લાગ્યુ; પણ પાચેના મુખ પરનો ભાવ તેની શંકાને અસ્થાને વર્ણવતો, મધ્યસ્થ માર્ગ કાઢતા તેણે કહ્યુ– પૂછ્યુ. “આપને એવી કિંમતી વસ્તુઓની શી જરૂરીઆત છે ?”

રાજકુંવર વેપારીના કહેવાનો ભાવાર્થ સમજી ગયો, પણ પોતે સામાન્ય વેશમા હોઇ પ્રપંચી વિશ્વને અનુભવી ચૂકેલો વેપારી શંકા કરે તે તેને અઘટીત ન લાગ્યુ. જરાએ રોપ દર્શાવ્યા વિના શાંતિથી તે બોલ્યો “ મહાશય, એક મુનિરાજ છે કૃમિકુષ્ટનો મહારોગ તેમને વીંધી રહેલ છે વૈદ્યને પૂછતા તેણે લક્ષપાક તેલ, રત્નકંબળ ને ગોશીર્ષચંદનની આવશ્યકતા જણાવી તેલ અમારી પાસે છે, બાકીની બે વસ્તુઓ ખરીદવા નાણા લઇ અમે તમારી પાસે આવ્યા છીએ હોય તો સાચી કીંમત લઇ તે તુરત અમોને આપો, ન હોય તો રજા આપો ”

વેપારી રાજકુંવરના આ વચનો સાંભળી શરમીંદો થઇ ગયો યુવકો પ્રત્યે શંકાની દૃષ્ટિથી જોવા માટે તેને પશ્ચાત્તાપ થયો પશ્ચાત્તાપનો કર્તવ્યમા નિર્દેશ કરતો તે બોલ્યો “ભાઇઓ નાની ઉમરમા પણ સાધુ પુરૂપ પ્રત્યેનો તમારો આવો સ્નેહ અને ભક્તિ જોઇ અમારે શરમાવું જોઇએ આમ મગીણાં કાર્ય તમે ઝીલી લો તેના બદલામા અમારે તમને કંઇક મહાય કરવી તે અમારી ફરજ છે. મને દ્રવ્યની ખોટ નથી રત્નકંબળ અને

જીવાનંદે સાવચેતથી કંબળ ઉપાડી લીધી અને તેને ગોમૃતક પર ખંખેરી. કંબળને ચોંટેલા કૃમિઓ ગોમૃતક પર ખરી પડયાં

મુનિરાજ ગરમીની અસહ્ય વેદનાવડે હજુ બેભાન જ હતા. જીવાનંદે કંબળ મિત્રોમાંના એકને સોંપી, રાજકુમારની સહાયથી મુનિરાજને ગોશીર્ષચંદનનો લેપ કરવો શરૂ કર્યો. તેની શીતળતા દેહમાં પ્રસરતાં મુનિરાજ ભાનમાં આવતા ગયા. સંપૂર્ણ ભાનમાં આવતાં તેમના દેહની વેદના કંઇક કમી થઇ. જીવાનંદે પુનઃ પ્રથમ પ્રમાણે વિધિ કરી મુનિરાજના માંસ ને સ્નાયુગત કૃમિઓ કાઢી નાંખ્યાં. તે નીકળતાં તેમનો દેહ શોભાયમાન થઇ રહ્યો ને શરીરમાં શાંતિ પ્રસરી. જીવાનંદે ફરી ત્રીજી વખત પ્રથમ પ્રમાણે જ વિધિ કરી તેમના અસ્થિગત કૃમિઓ કાઢી નાંખ્યા. મુનિરાજનું શરીર તેજથી દેદીપ્યમાન થઇ રહ્યું. તેમના દેહમાં અમૃત સરીખી શીતળતા ને શાંતિ પ્રસરી. છએ મિત્રો હર્ષથી પ્રફુલ્લિત થયા. મુનિરાજને તેમણે ફરી ફરીને વંદન કર્યું.

રાજકુમાર મુનિરાજની દેદીપ્યતા અને લક્ષણયુક્ત અવયવો જોઇ તેમના તેજમાં અંજાઇ ગયો. તે બોલ્યોઃ " મહાત્મન્ ! આપનો જીવનવૃત્તાંત જણાવી ઉપકૃત કરવાની કૃપા કરશો ? "

મુનિ બોલ્યાઃ "રાજકુમાર ! મહારાજા પૃથ્વીપાળને તો તમે જાણો છો ને ? તેમનો ગુણાકર નામે હું પુત્ર. સાંસારિક સ્વાર્થના ષડ્યંત્રોથી કંટાળી હું તે પ્રત્યે વિરક્ત થયો. મહારાજ દુઃખી થયા પણ મારી વિરક્તિ કાયમ જ રહી. તેમની ને માતાની અનુમતિ લઇ મેં પ્રવજ્યા ધારણ કરી, પણ પ્રવજ્યાને ત્યજી દઇને પણ કદાચ હું રાજગાદી સ્વીકારૂં તેમ માની

સ્વાર્થથી સ કળાયેલાઓએ ગોચરીદ્વારા મારામા આ રોગ પ્રેર્યો હુ તો તેને કર્મક્ષયનો ઉપચાર જ માનુ છુ. કોઇ કોઇ જાણકારે રોગ નાબૂદ કરવાની આજ્ઞા માગી, પણ અપરિપકવ સમય જાણી મે ઉપેક્ષા દર્શાવી પરિપકવ સમયે તમારો સમાગમ થયો, ને રોગનુ નિવારણ થયુ, હવે મારે માટે અહીંથી વિહાર કરવો તે જ યોગ્ય છે "

રાજકુમારે મુનિના શબ્દ માત્રનુ ભકતજનની જેમ શ્રવણ કર્યુ તેમના જીવનવૃતાંતે તેની અ તર્ગત વૈરાગ્ય લાગણીઓને ઉશ્કેરી. તે બોલ્યો "ગુરૂદેવ અમને મૂકીને હવે કયાં જશો ? જન્મ સાથે વૈરાગ્ય ભાવના લઇ અવતરેલાને સ્વાર્થી સંસાર કયા સુધી જકડે ?"

મુનિ રાજકુમારને સમજી લઇ તેને વચ્ચેથી જ અટકાવી બોલ્યા "ભાઇ, વૈરાગ્ય એ માનવ જીવનનો ઉત્કૃષ્ટ આદર્શ હોઇ, જન્મ સાથે જ ભલે તે સ કળાયેલો હોય, પણ જ્યા સુધી તે તેના સ્વામીની અમુક અ તર્ગત લાગણીઓને સ્પર્શતો નથી ત્યા સુધી તે છાણના અગ્નિ સરીખો જ હોય છે. વૈરાગ્યથી ભલે તમે ઓતપ્રોત હો, પણ જ્યા સુધી જગત તમને અમુક અ શે પણ ત્યજે નહિ ત્યાસુધી તેના વિપરીત પન્થે જતા તે તમને આકર્ષશે જગત જેને ત્યાજ્ય નથી તેવી વ્યક્તિ જો પોતાને વરાગ્ય યુક્ત માનતી હોય તો તેણે જગતની સાથે જ રહીને તેની સેવા કરવી તે ઉત્કૃષ્ટ માર્ગ છે તમે હજુ આ કોટિમાં છો સ્વાર્થથી રહિત બની જગતની સધાય તેટલી સેવા સાધો. જ્યારે તમારા તે સેવાના પરિણામ રૂપે તમારા અ તરના ઉંડાણ પર ઘા મારી જગત તમને અમુક અ શે ત્યાગશે ત્યારે તમને સાચા વૈરાગ્યને યોગ્ય માની મારા સાથી બનાવવાને હુ અહીં

આવી પહોંચીશ.” મુનિરાજ અટકયા ને રાજકુમારને વધુ બોલતો અટકાવી ત્યાંથી ચાલ્યા ગયા.

રાજકુમાર મુનિરાજના કથનનો ભાવાર્થ કંઇક અંશે સમજ્યો. મિત્રો સાથે તે મહાલયે પાછો ફર્યો, ને સર્વ મુનિ-રાજના કથનને સ્મરતા નિજ નિજને સ્થાને પહોંચ્યા.

× × × × ×

એ જ પ્રભાત, એ જ ઉષા અને એ જ સૂર્ય, ક્ષિતિપ્રતિષ્ઠિત નગરને આંગણે આજે ખીલ્યાં હતાં. ત્રણ વર્ષ પર હતું તેનું તે જ વટવૃક્ષ શીતળ છાયા વર્ષાવતું તેને આંગણે ઉભું હતું. જે મુનિરાજે પોતાની રોગીષ્ટ કાયાને તેની નીચે દેદીપ્યમાન બનાવી હતી તે જ મુનિરાજ તેને સ્મરતા આજે તેની નીચે આવી ઉભા હતા. જે છ મિત્રો તેને અને તેની નીચે બનેલા પ્રસંગને આજે ત્રણ ત્રણ વર્ષથી કર્તવ્યના માર્ગમાં સ્મરી રહ્યા હતા, તેઓ ફરી આજે તેની સામે જ આવી ઉભા હતા. તે જ ઋતુ હતી, તે જ જગ્યા હતી.

મુનિરાજે છએ યુવકોના મુખ પર લાક્ષણિક દૃષ્ટિ નાંખી અને સ્મિત ફરકાવ્યું. યુવકો લજ્જાશીલ બન્યા. મુનિ બોલ્યાઃ “ કેમ, એ જ વૈરાગ્યથી યુક્ત છો કે અન્યથી ? ”

“ ગુરૂદેવ, તમારી દૃષ્ટિ અમારા કરતાં વિશાળ હોય તે સ્વાભાવિક છે. તે દિવસે અમે સાચા વૈરાગ્યથી ઓતપ્રોત ન્હોતા, પણ વિલાસમાં પરિણમી શકે તેવી કોઇ વિરક્તિથી છવાયેલા હતા. હૃદયની કોઇ તીવ્ર લાગણી આજે અમને તે પ્રત્યે ખેંચે છે, તેનાં દૃષ્ટિબિંદુ અને જન્મસ્થાન બદલાયાં છે.

સાચા વૈરાગ્યથી અમે રગાયા છીએ માતાપિતાએ આજે અમને સંમતિ આપી છે ” રાજકુવરે પ્રત્યુત્તર આપ્યો

“ ને આજે જ તમે દીક્ષાને યોગ્ય બન્યા છો. સાધુ જીવનનો સાચો અર્થ સમજી શકવાની તમે શક્તિ ધરાવો છો. તે શક્તિ તમારો ઉદ્ધાર કરશે. આવતી કાલે સવારે તમને દીક્ષા આપીશ ”

હર્ષથી પ્રફુલ્લિત થતા યુવકો સ્વગૃહે પાછા ફર્યા માતા, પિતા, સ્ત્રી-પરિવારની સંમતિ તો તેમણે લઇ રાખી જ હતી. નૃપતિએ પણ કુમાર મહીધરને દીક્ષા માટે સમતિ આપી હતી, મુહૂર્તના સમાચાર મળતા તેણે તે જ દિવસે મહોત્સવ આરભ્યો. નગરને રોશની ને સુવાસથી શોભાયમાન બનાવ્યુ રસ્તે રસ્તે તોરણો ટાગ્યા

બીજે દિવસે સવારે વરઘોડો નીકળ્યો ૭ યુવકોના ૭ હાથીઓ ઐરાવત શી ચાલે ચાલતા હતા રથ ને અશ્વોનો પાર ન્હોતો આખુ નગર જાણે સ્વર્ગનુ સર્જન નિહાળવાનુ હોય તેમ ઉલટ્યું હતુ ને કેમ ન ઉલટે ?

તે સમયે દીક્ષા એ ‘ જગતથી જુદા દેખાવાની વસ્તુ ’ ન્હોતી, પણ વૈરાગ્યથી રગાયેલાનો પન્થ હતો. તે દીક્ષામા માતાઓનાં રૂદન કે બ્હેનીઓનો કળકળાટ ન્હોતો, પણ હર્ષના ઉછરંગથી દીપતા તેમના સામૈયા હતા લોકલાગણી તેની તરફેણમાં હતી તેના ઉમેદવારો પોતાના અનિષ્ટોથી જગતને ભારરૂપ નીવડનારા નહિ, પણ જગતના અનિષ્ટો પોતાને

વિનાશક નીવડશે તેવી ભાવનાથી દોરાયેલા હતા. તે સમયના આચાર્યો કે પંન્યાસો 'ચેલાઓની પલટન'ની આશાના ઉપાસકો નહિ, પણ વિરક્તિના સ્વામીને શુભ પન્થે વાળવાની ઇચ્છા ધરાવતા સેવકો હતા. રાજા અને પ્રજા સર્વને તે સર્વકાળે પૂજ્ય હતા.

દીક્ષાની ભાવના અને કર્તૃત્વનો વિચાર કરતાં મુનિરાજ વટવૃક્ષ નીચે ઉભા હતા. રાજા અને પ્રજાના સંગમથી દીપતો વરઘોડો ત્યાં આવી પહોંચ્યો. મુનિરાજે દેશના આપી. સર્વના હૃદયમાં ધર્મનો આત્મા રમી રહ્યો. છ યુવકો સાથે બીજા અનેકો દીક્ષા લેવાને તૈયાર થયા, પણ મુનિરાજે તે સર્વને વાર્યા. પરિપકવ વૈરાગ્ય વિના તેના સ્વામી થવામાં કેટલું જોખમ છે, તે તેમણે દર્શાવ્યું. છ યુવકોને કેટલી કસોટીએ દીક્ષા આપતા હતા તે તેમણે સંભળાવ્યું ને સર્વ વિધિ પૂર્ણ થતાં છ યુવકો છ મુનિઓ બની રહ્યા.

પ્રજા વેરાણી, રાજા સ્વસ્થાને ગયો ને મુનિરાજ છ સ્વ-પન્થીઓ સાથે અન્યત્ર વિહાર કરી ગયા.

× × × ×

ઘનઘોર અટવી હતી. મધ્યાહ્નના સૂર્યનાં તપ્ત કિરણોના આછા ઉજાશે ત્યાં પન્થ સૂઝતો. માર્ગ તો ત્યાં હશે કે કેમ તે પણ શંકાનો વિષય હતો. આસપાસથી રાની પશુઓની ત્રાડો લોહ-હૃદયનાને પણ ધ્રુજાવી શકતી. વૃક્ષની અટવાયેલી શાખાઓ કે કાંટાના ઢગો વગર-ગુન્હાની શિક્ષા બક્ષતાં. માનવી ત્યાં પ્રવેશતું નહિ, ભૂલ્યેચૂકયે પ્રવેશતું તો જીવતું જતું નહિ ને પ્રવેશીને જીવતું જતું તો રાજા-પ્રજાના સ્નેહને પારણે ઝુલતું.

તે અટવીના મધ્ય ભાગમા એક મૃગનુ જોડુ ઉભુ હતુ નિર્દોષ અને રૂપાળુ તે જોડાથી ઘણે દૂર છ ધ્યાનનિમગ્ન સાધુઓ ઉભા હતા મૃગના જોડાની દૃષ્ટિ પૃથ્વી ભણી હતી, સાધુઓની નાસિકાગ્રે હતી ત્યા દૂરથી એક ત્રાડ સભળાઈ. મૃગનુ જોડુ ચમક્યુ તે ત્રાડથી ઉલટી દિશામા–સાધુઓથી થોડા દૂરના પન્થે દોડવા લાગ્યુ ત્રાડનો સ્વામી પણ પાછળ દોડતો સભળાયો સાધુઓ ચમક્યા દૂરથી એક વાઘને મૃગની પાછળ દોડતો તેમણે જોયો છએ એક ક્ષણમા કઈક–અતિમ વિચાર કરી લીધો ને ગાડાની જેમ તેઓ દોડયા મૃગ ને વાઘની વચ્ચેના પન્થમાં તેઓ ગોઠવાયા વાઘે તેમને જોયા ને એક જોશની ત્રાડ પાડી દૂર દૂરથી સખ્યાબધ વાઘો આવતા જણાયા સાધુઓ ધ્યાનનિમગ્ન બની ઉભા રહ્યા. મૃગને છોડી પ્રથમ વાઘે છમાના એક તેજસ્વી સાધુ પર ત્રાપ મારી બીજા વાઘો આવતા તેઓ બાકીના સાધુઓ પર કૂદી પડયા. બે ઘડી પછી ત્યાં છ મનુષ્યોના હાડકા વેરાયેલા પડયા હતા

× × × ×

અહિંસાના બરાડા પાડવા કરતા તેને જીવન સાથે ગુથવાના પ્રસગો વધુ સચોટ નથી લાગતા ? અને છતા આપણે અહિ-સાને માત્ર શબ્દોમા ગુથીએ છીએ



# પુનરુત્થાન



" સુણો, એ નગરજનો ! મહારાજા વજ્રસેન આવતી કાલથી નિવૃત્તિ ધારે છે. તે દિનથી માંડીને એક વર્ષ પર્યન્ત તેઓ વર્ષીદાન આપશે-જગતના ઋણ ફેડશે. જે જે માનવી ઋણબધ્ધ હોય કે દુઃખથી વ્યાપ્ત હોય તેણે તેમને શરણે જવું. વર્ષ પર્યન્ત સર્વને તે સંતોષશે, પછી જગત ત્યાગી સંયમ ધારણ કરશે, માટે હે નગરજનો ! આ વર્ષને ઇશ્વરદત્ત માની આનંદો, દુઃખ હોય તો કપાવો, સુખ હોય તો મ્હાલો. " પુંડરીકિણી નગરીના વજ્રસેન નૃપતિના સંદેશવાહકોએ સમસ્ત સામ્રાજ્યના નગરો ને ગામડાંઓમાં ઉપરની ઉદ્ઘોષણા પ્રગટાવી.

વજ્રસેન પુંડરીકિણીના નૃપતિ હતા, પ્રજાના પિતા હતા, વર્ષો પર્યન્ત તેમણે પ્રજાને પાળી હતી અને હવે નિવૃત્તિ ધારી સંયમ લેવાને ઉત્સુક થયા હતા; પણ તે સંયમ ધારતાં પહેલાં પોતે પાળેલી પ્રજાનાં ઋણ ફેડવાનો પિતૃધર્મ તેમને સાંભર્યો. એક વર્ષની તેમણે મુદ્દત ધારી. તે દરમિયાન પ્રજા સમસ્તનાં દુઃખો સાંભળવાનો અને તેને કાપવાનો તેમણે માર્ગ ગ્રહણ કર્યો.

× × × ×

"મહારાજ, પ્રજાના ઋણ ફેડવાનુ આપે જ જાહેર કર્યું છે ને ?" એક પાતળા ઉચા માણસે વજ્રસેન મહારાજને પૂછ્યુ

"હા ભાઇ, કેમ, તારે કઇ ઋણ છે ?"

"ના મહારાજ, મારે તો નથી, પણ હુ એક જણનો લહેણદાર છું. તે માણસ આપની પાસે આવતા શરમાય છે. મે તેના પુત્ર વેરે મારી કન્યા પરણાવી, બદલામા મને તેણે પોતાની કન્યા મારા પુત્ર વેરે પરણાવવાનુ વચન આપ્યુ, પણ તે તેને પરણાવે તે પહેલા તે સ્વધામ પહોચી મારો પુત્ર કુવારો રહી ગયો હવે તેનો શુ ધર્મ નથી કે તેણે મારા પુત્રને મૃતકન્યા જેટલી જ સ્વરૂપવાન કન્યા સાથે પરણાવવો ?"

વજ્રસેને વિચાર કર્યો ન્યાયની દૃષ્ટિએ આ મનુષ્યના કથનમા સત્યતા હતી વચન આપનાર માણસને તેમણે બોલાવરાવ્યો. તેણે પાતળા માણસના કથનને સાચુ ગણાવ્યુ, પણ પોતાના જેવી સ્વરૂપવાન કન્યા મળવી અને મળે તો પોતાના વચન પ્રમાણે તેને પરણાવવી અશકય હતી દિલની સર્વે વાત ખોલી અપરાધીની જેમ તે નૃપતિ સમક્ષ ઉભો રહ્યો

નૃપતિએ બને પર એક સર્વગ્રાહી વેધક દૃષ્ટિ નાંખી. એક ભોળા દિલનો, ઠીગણો ને દયાળુ સ્વભાવનો મનુષ્ય-દેવ હતો, બીજો પાતળો, ઉચો, કપટી ને આખોમાથી અદ્રશ્ય ઝેરને વર્ષાવતો માનવ-રાક્ષસ હતો એકમા સરલતા હતી, બીજામા લુચ્ચાઇ હતી આવાની સાથે ન્યાયના વર્તન શા ? કઇ સ્વરૂપવાન, ગુણવતી કન્યા તેના પુત્ર સાથે પરણવાને કોણ તૈયાર થાય ? પણ ન્યાય તે ન્યાય ને વચન તે વચન તેને અપવાદ ન હોય. એક

ક્ષણનો વિચાર કરી તેમણે તે કપટીના પુત્ર ને પોતાની કન્યાને પોતાની સમક્ષ બોલાવ્યાં.

બંને આવ્યાં. રાજકન્યા ચંદ્રા ને કપટીપુત્ર મહેશ. નૃપતિએ બંનેને એક જ દૃષ્ટિથી માપ્યા. મહેશમાં તેણે તેના પિતાની લાગણીઓ જોવાની આશા રાખી, પણ તે વ્યર્થ નીવડી. ઠીંગણા માણસના પુત્રના મુખ પર હોઇ શકે તેથી યે વધુ કોમળ ને ઉચ્ચ લાગણીઓનું ત્યાં સામ્રાજ્ય પ્રવર્તતું હતું. નૃપતિ આશ્ચર્યથી અવાક્ થયો તે બોલ્યોઃ "મહેશ, તારા પિતાને આ ઠીંગણા માણસે આપેલા વચનના બદલામાં હું તને રાજકન્યા આપું છું. તેનો સ્વીકાર કરી તું તેને વચનમાંથી મુકત કર."

"મહારાજ, આપ ન્યાયવેત્તા છો. હું આપને એક પ્રશ્ન પુછું છું. પિતાનું લેણું વસુલ કરવાનો પુત્રને જેટલો હક્ક છે તેટલો જ હક્ક તેને તે લેણું રદ કરવાનો ખરો કે નહી ?"

"ખરો." નૃપતિએ પ્રશંસાપૂર્ણ નેત્રે ઉત્તર આપ્યો.

"ત્યારે હું આ માણસને રાજકન્યાના બદલા સિવાય તેના વચનમાંથી મુકત કરૂં છું."

તેનો કપટી પિતા આ સાંભળી રાતોપીળો થઇ રહ્યો, પણ નૃપતિની સમક્ષ તે બોલી શકયો નહી. નૃપતિ તો મહેશનાં વચનો સાંભળી તેના ગુણોમાં અંજાઇ ગયો. ચંદ્રા પણ તેની સામે સ્નેહસૂચક નયનોથી જોઇ રહી. પ્રથમ તે પિતાના વચન માટે મહેશને વરવાં તૈયાર થઇ હતી, હવે તે સ્વયં ઇચ્છાથી ઉત્સુક બની. નૃપતિ પણ કન્યાને વચનને સાટે આપવાને બદલે ગુણી યુવકને આપવાને તૈયાર થયો. તે બોલ્યોઃ

" મહેશ, તારામા મે જે અવગુણની અપેક્ષા રાખી હતી તે અદ્રશ્ય થઇ. તેની જગ્યાએ તેથી યે વધુ પ્રમાણુના ગુણો જોઇ હુ રાજી થયો છુ ચદ્રાની તે પરત્વેની લાગણીઓ તો તુ પણુ અવલોકી શકે છે દાનની સર્વોચ્ચ કોટિએ પહોચી તેના અંગે જ હુ મારી પ્રિય કન્યાના એક યોગ્ય કુમાર સાથે લગ્ન કરૂં તેથી વધુ બીજો કયો આનદ હોઇ શકે ?" શરમાતા મહેશનો હાથ ઝાલી તેમણે તે ચદ્રાના હસ્ત પર મૂકયો.

× × × ×

આવા તો અનેક પ્રકારના નૃપતિએ વર્ષ દરમિયાન દાન આપ્યા. કોઇને દ્રવ્યથી, કોઇને સત્તાથી, કોઇને મનુષ્યથી, કોઇને દયાથી–એમ સર્વને યોગ્ય રીતે તેમણે સતોષ્યા મહેશ સરખા ગુણી છતા સામાન્ય યુવકને તેમણે રાજકન્યા આપી

તે સમયે રાજકન્યા એ રાજકુમાર માટે જ 'રીઝર્વ' થયેલી વસ્તુ ન્હોતી, પણ માનવ–કુમાર સાથે સધાવાને ઉપજેલી માનવ-કન્યા હતી બહિર્જીવનનો નૃપતિ આતરજીવનમા નૃપતિ નહિ પણ માનવી હતો બહિર્જીવનની રાજકન્યા આતરજીવનમા તો માનવ–કન્યા જ હતી અને લગ્નનો બહિર્જીવન કરતા આતર-જીવન સાથે વધુ નીકટ સબધ છે તે સિદ્ધાતને અવગણુવાને કોણુ તૈયાર છે ? સમયના પ્રવાહ સાથે વ્યવહાર ફરતા હશે, સિદ્ધાત અટલ રહે છે અને તે જ સિદ્ધાતની રૂએ અત્યારે પણુ તેવા કો યુવક–યુવતી લગ્નથી સધાઇ શકે

મહેશ અને ચદ્રા સધાયા, તેમનો લગ્નોત્સવ ઉજવાયો સયમકાળ નજીક આવતો હોઇ વજ્રસેને કુમાર વજ્રનાભને રાજગાદી સોપી ઉત્સવ ભેગો ઉત્સવ સધાયો પ્રજાનો આનદ અવધિએ પહોચ્યો અને એક માસ પછી જ્યારે વજ્રસેને

દીક્ષા અંગીકાર કરી ત્યારે તે આનંદ અને ઉત્સવ છેલ્લી અવધિએ પહોંચ્યા.

× × × ×

વજ્રનાભ મહત્ત્વાકાંક્ષાથી ઓતપ્રોત થઇ રહેલો સાહસિક યુવાન હતો. પિતાની ધર્મભાવના, પ્રજાપ્રેમ અને દયાની લાગણીઓ તેનામાં ઉતર્યાં હતાં. યુવાન રાજવીને છાજતી સત્તાપ્રિયતા અને રાજ્યલોભથી તે ઘેરાયો હતો. તેનામાં દયા હતી, બુદ્ધિ હતી, પ્રેમ હતો, દક્ષતા હતી છતાં તે સર્વને રાજ્યના પ્રતાપ સાથે સર્જાયેલી કો સત્તા ભાવના કોતરી ખાતી. ભાવનાને કર્તવ્યમાં મૂકવાને તે ઉંચો–નીચો થઇ રહ્યો.

પિતાના સંયમગ્રહણ પછી એક વર્ષ પર્યન્ત તેણે પિતાની ભાવના અને આજ્ઞાને અનુસરી શાંતિ ધારી, પણ તે શાંતિ અસ્થાયી નીવડી. બીજાં રાજ્યો જીતી લેવાની તેની તત્પરતા તેટલી ને તેટલી જ કાયમ રહી. સૈન્ય અને શસ્ત્રોમાં તેણે વધારો કર્યો. રાજ્ય આખું લશ્કરની રણભૂમિ થઇ રહ્યું. કુચ કરવાને તે તૈયાર થયો અને તે જ સમયે તેના પ્રતાપી કર્મયોગે તેને સર્વ શસ્ત્રોનું સ્વામી ચક્રરત્ન આવી મળ્યું.

ચક્રના પ્રભાવે તે પોતાને અદ્વિતીય ને અજય્ય માનવા લાગ્યો. સમસ્ત સૈન્યના તેણે અમુક વિભાગો પાડયા અને તે વિભાગો પર એક એક સેનાપતિ નીમ્યો. દરેક સેનાપતિને યોગ્ય યોગ્ય પ્રાન્તો તરફ રવાના કરી પોતે છ ખંડ પૃથ્વીના વિજય માટે મહાપન્થે નીકળી પડયો. નબળા રાજવીઓ યુદ્ધ વિના તાબે થયા; ચક્રવર્તી તરીકે તેને મૂલ્યવન્તી ભેટો બક્ષી. તેજસ્વી નૃપતિઓ તેની સામે થયા, પણ તેમને પણ છેવટે

નમવુ પડ્યુ. આમ સર્વને નમાવતો જળપ્રવાહની માફક તે વિશ્વકુટિ નગરે આવી પહોચ્યો

વિશ્વકુટિમા તે સમયે રથપતિ રાજા રાજ્ય કરતો પ્રજા તેનાથી સતુષ્ટ હતી તે પોતે રૂપ, ગુણ ને શૌર્યનો સાગર હતો તેને લક્ષ્મી નામે એક સ્વરૂપવાન કન્યા હતી તે કન્યાના રૂપગુણની દેશભરમા પ્રશસા થતી. મહાન્ નૃપતિઓ તેનો હસ્ત મેળવવા પોતાનુ રાજ્ય ફના કરવાને તૈયાર હતા, પણ લક્ષ્મી તે સર્વને ધિક્કારતી તેમના તરફથી આવતા છુપા સદેશાઓને, ભેટ–સોગાદોને તે અગ્નિને સ્વાધીન કરતી વજ્રનાભને તેણે હૃદય–સ્વામી તરીકે સ્વીકાર્યો હતો

વજ્રનાભમા ગુણ હતા, શૌર્ય હતુ, આર્દ્રતા હતી, દયા હતી, સ્નેહ હતો, પણ તે સર્વ પર અત્યારે વિજયનો મદ છવાયો હતો લક્ષ્મીની અતરેચ્છા તે જાણતો હતો, છતા પોતાની પ્રિયાના કે તેના પિતાના સ્વમાનને તે વિજયના મદમા વિસરી ગયો તે ભૂલી ગયો કે 'ગુણવતી સ્રીને શૌર્ય કે અપમાનથી નહિ પણ ગુણથી જ જીતી શકાય ' તે તો વિજયની પરપરાવલીમા બાકી રહેતો મણુકો પૂરવાનો જ નિશ્ચય કરી બેઠો હતો. લક્ષ્મીની પ્રાપ્તિ તો તે તેના પરિણામ રૂપે માનતો

પણ લક્ષ્મીનું વ્યક્તિત્વ ભિન્ન હતુ. વજ્રનાભ આવે છે સાભળી તેના અંગેઅગમા સ્રીત્વનો વિકાસ ઉછળ્યો, છતા જ્યારે તેને સમાચાર મળ્યા કે તે તો વિશ્વકુટિ પર વિજય મેળવવા આવે છે ત્યારે તેનાં રોમેરોમ શૌર્યથી તપ્ત થઇ રહ્યા વજ્રનાભને તેણે સ્વામી તરીકે સ્વીકાર્યો હતો તે સાચુ, પણ તે અતરની અને વિશ્વકુટિની તો તે પ્રત્યક્ષ રાજપુત્રી હતી તેના વિજય અર્થે

કટિબદ્ધ થવું તે તેનો ધર્મ હતો. અને ન્યાયની દૃષ્ટિએ પણ વિશ્વકુટિ નિર્દોષ હતું. તેનો સાથ ન્યાય, નીતિ ને ધર્મની દૃષ્ટિએ પ્રશસ્ય હતો.

રથપતિ વીર હતો. વિશ્વકુટિની પ્રજામાં પણ શાર્યનો રસ ઓતપ્રોત થયો હતો. લક્ષ્મીનું તેમને પ્રોત્સાહન મળ્યું ને યુદ્ધ માટે સવ કટિબદ્ધ થયાં. જોતજોતામાં ઉત્કૃષ્ટ ભરતીની જેમ શસ્ત્ર ને સૈન્ય વધવા લાગ્યાં. નગર અને અશક્તોને કિલ્લાનું રક્ષણ આપી નૃપતિ ને લક્ષ્મી સૈન્ય સાથે વજ્રનાભને સત્કારવાને નીકળી પડયાં.

વજ્રનાભ તો તૈયાર જ હતો. વિશ્વકુટિથી એકાદ માઈલને અંતરે બંને સૈન્યનો ભેટો થયો. પરસ્પર શસ્ત્રો ખખડયાં. ચક્રવર્તીનું સૈન્ય અગણીત હતું. રથપતિના અલ્પ સૈન્યમાં ન્યાય અને લક્ષ્મીનાં પ્રોત્સાહન રમી રહ્યાં હતાં. રથપતિ અને લક્ષ્મી પણ પોતાનું શૌર્ય પ્રગટાવતાં સૈન્યમાં આમથી તેમ ઘૂમી રહ્યાં હતાં. પોતાના અલ્પ સૈન્યને ચક્રવર્તીના સૈન્ય સામે ઝઝુમતું જોઇ તેમનામાં આત્મવિશ્વાસ પ્રગટયો હતો. લક્ષ્મીની તરવાર પર તો તેની સખી વીજળીનો ચમત્કાર પ્રગટયો.

વજ્રનાભે આ સર્વ જોયું. લક્ષ્મીનાં સૌન્દર્ય ને શૌર્યનાં દર્શન કર્યાં. સામા સૈન્યનો એક જ ક્ષણમાં વિનાશ કરી નાંખવાની તેની પાસે દિવ્ય શક્તિ હતી પણ તે શક્તિ તો તેના પ્રિયપાત્ર લક્ષ્મીનો વિનાશ કરે ને ? તેને માર્ગ ન સૂઝયો. તેના વિજય આદર્શની વચ્ચે અલ્પ કાળ માટે લક્ષ્મી આવી ઉભી અને તેનો જ વિજય થયો. વજ્રનાભે સુલેહ જાહેર કરી.

ચક્રવર્તી સાથે સ્વમાનભરી સુલેહ કરી રથપતિ કૃતકૃત્ય થઈ રહ્યો લક્ષ્મીના તેણે તેની સાથે વિવાહ કર્યા અને તાત્કાલિક લગ્નની તૈયારીમાં જોડાયો પ્રજા પણ ચક્રવર્તીને સુલેહ કરવાની ફરજ પાડવારૂપ વિજય મેળવી મસ્ત બની હતી અને તેમાં રાજકુવરીના લગ્નનો પ્રસગ સર્વ આનદ અને વિલાસમા મગ્ન બન્યા વજ્રનાભ આ સર્વ પ્રત્યે તટસ્થ દૃષ્ટિથી જોઇ રહ્યો. અર્ધ સૈન્યને તેણે વિશ્વકુટિથી દૂર મોકલી દીધુ હતુ અને અર્ધું સૈન્ય નગરમા અને તેની આસપાસ આનદ કરતુ પડ્યુ હતુ વજ્રનાભમા આનદનો સદતર અભાવ હતો લક્ષ્મીએ તેની દૃષ્ટિમા ઉડુ ઉડુ ઝેર પારખ્યું પણ હવે તે કઇ પણ કરી શકવાને અશકત હતી

લગ્ન લેવાયા અને થયા પ્રજાએ ઉત્સવ ઉજવ્યો સૈન્યની જગ્યાએ સાજનો અને શસ્ત્રની જગ્યાએ દીપિકાઓ ઝળહળી રહી તે સર્વ ઝળહળાટની પાછળ વિનાશની ઝીણી આધી ફરફરી રહી હતી તે કોઇક બુદ્ધિમાન જ જોઇ શકયા રથપતિ અને લક્ષ્મીએ તે જોઇ પણ તેને પ્રગટ કરવી કે તે વિષે જરાએ ઉહાપોહ કરવો તે વિનાશને વ્હેલો ન્હોતરવા સરીખુ હતુ સર્વને વિસરી રથપતિએ વજ્રનાભનો રાજરાજેશ્વર ને જમાઇરાજને યોગ્ય સત્કાર કર્યો ને લક્ષ્મીએ તેને હૃદય સરસો ચાપ્યો યોગ્ય સમયે રથપતિએ કન્યાને ચક્રવર્તી સાથે વળાવી

ચક્રવર્તીમા ગુણોનો સમૂહ હતો પણ તે સમૂહ તેના પ્રતાપ, વ્યક્તિત્વ કે વિજયનો સામનો થતા અવગુણોના ભડારમા ફેરવાઈ જતો અત્યાર સુધી તેને સમોવડીઓ કે હરિફ મળ્યો ન્હોતો અને તેના અભાવે તેની સત્તા કે વિજયની અભિલાષા સિવાયના બીજા સર્વ દુર્ગુણો ઢકાઇ રહ્યા હતા,

પણ વિશ્વકુટિમાં તેને હરિફ મળ્યો. તે મળતાં જ ગુણોના વિરોધી તત્ત્વે તેના પર સામ્રાજ્ય જમાવ્યું. હરિફની કન્યા તેને પરણવી હતી તેથી પ્રથમ તેણે કપટમય શાંતિ ધારણ કરી; પણ તે કન્યા હાથમાં આવતાં જ કેસરી દૂધ પી સાપ વિફરે તેમ તે વિફર્યો.

વિશ્વકુટિના વધામણાં સ્વીકારી તેણે પાસેના ગામમાં પડાવ નાંખ્યો. અર્ધ સૈન્ય તેની પાસે હતું અને બાકીના અર્ધને ત્યાં બોલાવી લીધું. સમસ્ત સૈન્યને એકત્ર કરી તેણે ચક્રવ્યુહ રચ્યો અને ગમે તે ઉપાયે વિશ્વકુટિના વિનાશ અર્થે કેડ કસી. લક્ષ્મી આ સર્વ જોઇ રહી પણ હવે તે કન્યા મટી વધૂ બની હતી. તેના સ્વામીનો અન્યાયી પન્થ તેને સ્વીકાર્ય નહિ તો પણ સશસ્ત્ર સામનાને યોગ્ય તો ન્હોતો જ. વિધિ પર આસ્થા સિવાય તેની પાસે બીજો માર્ગ ન્હોતો.

રથપતિને સમાચાર મળ્યા અને તે ક્રોધે ભરાયો. પોતાનો જમાઇ અને મહાન્ ચક્રવર્તી રાજા વચન તોડે તે તેને રાજવી સમુદાયના વિનાશનાં પગરણ રૂપ લાગ્યું. વજ્રનાભને તેણે સંદેશા કહાવ્યા પણ તે નિરર્થક નીવડયાં. તરવાર સિવાય તેનો હવે આરો ન્હોતો અને તે તરવારના ભવિષ્યનાં દર્શન કરી તેને કમકમા આવ્યા; છતાં સ્વતંત્ર ને સ્વમાની રાજવી તરીકે તેનો ધર્મ સ્પષ્ટ હતો.

પ્રજાએ સાથ આપ્યો. બંને નૃપતિઓ સામસામા આવી મળ્યા. બંનેનાં સૈન્યોનાં ઘર્ષણમાંથી પ્રગટતી વીજળી માનવી સંસ્કૃતિ પર પ્રહારો કરવા મંડી, પણ નિજ નિજની દૃષ્ટિએ ન્યાયે ચડેલા રાજવીઓ તે પ્રત્યે નિરપેક્ષ હતા. ચક્રવર્તી

અભિમાને ચડયો હતો, રથપતિ સ્વમાનનુ રક્ષણ કરતો હતો અભિમાન પર સ્વમાનનો વિજય થતો લાગ્યો ને અભિમાન ક્રોધથી જળહળી રહ્યુ વજ્રનાભે અતિમ શસ્ત્ર ચક્રનો ઉપયોગ કર્યો ને રથપતિ સૈન્ય સાથે રણભૂમિમા સૂતો. લક્ષ્મીની આજીજીથી વજ્રનાભે વિશ્વકુટિની લૂટ મુલતવી રાખી અને પ્રતિસ્પર્ધીને રણમા સૂતો મૂકી તે નિજ નગરે પાછો ફર્યો.

લક્ષ્મી તેની સાથે હતી તેના સૌન્દર્ય પર તે મુગ્ધ થઇ રહ્યો હતો, પણ લક્ષ્મીના હૃદયમાથી તેની પ્રત્યે ઝરતુ સ્નેહનુ ઝરણુ તેના છેલ્લા કર્તવ્યો જોઇ સુકાઇ ગયુ હતુ વજ્રનાભની સાથે તે સુસ્રીને યોગ્ય વર્તન રાખતી, છતા અતરનો ઉમળકો ન્હોતો તેના પિતાનુ રૂધીર તેને કોતરી ખાતુ તે આ પરસ્પર વિરોધી સ્નેહીઓના પાશમાથી બચવાને તેણે ત્રીજો માર્ગ ગ્રહણુ કર્યો ઉત્કૃષ્ટ ને અનુકરણીય.

× × × ×

વજ્રનાભ ચક્રવર્તી નૃપતિ અને મહત્ત્વાકાક્ષી યુવાન છતા તેના સાધુ પિતા પ્રત્યે તેની અગાધ ભક્તિ હતી વિશ્વકુટિથી પુડરીકિણી આવતા રસ્તામા તેણે સાભળ્યુ કે તેના પૂર્વ પિતા વજ્રસેન મુનિને કેવળજ્ઞાન ઉપજ્યુ હતુ અને તેમણે તીર્થ-કરપદ પ્રાપ્ત કર્યુ હતુ. તે હર્ષોન્મત્ત બન્યો જ્ઞાનતેજથી ઝળહળતી પિતાની મૂર્તિના માનસિક દર્શન કરી પુડરીકિણીને અને સામ્રાજ્યને ભૂલી ગયો અગત્યના અનેક કાર્યોને પડતાં મૂકી તેણે રથને દેવળીની વિહારભૂમિ પ્રત્યે લેવરાવ્યો

અલ્પ સમયમા રથ સમવસરણ ભુમિ પાસે આવી પહો-ચ્યો દૂરથી તેજ સમૂહના દર્શન કરી તેણે રથને અટકાવ્યો.

લક્ષ્મી સાથે તે રથમાંથી ઉતર્યો અને પગે ચાલતો સમવસરણમાં આવી પહોંચ્યો. બંનેએ તીર્થંકરને વાંદ્યા અને તેમની દેશનાનું શ્રવણ કરતાં યોગ્ય સ્થાને બેઠાં.

દેશના પૂર્ણ થતાં તીર્થંકરે બંને પ્રત્યે એક દૃષ્ટિપાત નાંખ્યો, અને તે દૃષ્ટિપાતમાં જાણે ભવિષ્યનું કો મહાકથન સમાયું હોય કે અંતરના ઉંડાણમાંથી આવતા નિનાદનો પ્રતિધ્વનિ હોય તેમ બંને આશ્ચર્યથી તે પ્રત્યે જોઇ રહ્યાં. લક્ષ્મી આનંદથી પ્રફુલ્લિત બની. સ્નેહીઓનું સંઘર્ષણ જ્યાં ન સ્પર્શે તેવા સ્થાનનાં દર્શન થતાં તેને તે પ્રત્યે સ્નેહ ઉપજ્યો. સ્નેહમાંથી સ્વીકારની ભાવના જન્મી. વજ્રનાભનો તેના સૌન્દર્ય પર અત્યંત સ્નેહ હોઇ તેની ભાવના વિષે તેને કંઇ પણ પૂછવું તે તેને અયોગ્ય લાગ્યું. તીર્થંકરનો જો તેને સહકાર મળે તો આટલી મેદનીમાં ગમે તે સ્થિતિમાં યે વજ્રનાભ એક શબ્દ પણ બોલવાને અશક્ત હતો.

તે ઉભી થઇ, પર્ષદા પર એક દૃષ્ટિ ફેરવી ને કેવળી પ્રત્યે જોઇ, તેમને નમન કરી, પોતાની પ્રવ્રજ્યા ધારણ કરવાની ભાવના જાહેર કરી–તે વિષે તત્પરતા દર્શાવી. તીર્થંકરે યોગ્ય જીવ જાણી સંમતિ દર્શાવી. પર્ષદાએ હર્ષસૂચક ધ્વનિ ઉચ્ચાર્યો. વજ્રનાભનો જીવ તાળવે ચોંટયો, પણ લજ્જા અને સ્નેહની લાગણીઓમાં તે તણાઇ ગયો.

તે તણાયો, પણ તરફડીઆં મારતો તણાયો. તેનો માની સ્વભાવ ઘવાયો. શબ્દથી તટસ્થ છતાં તેના નિર્બળ ભાવના સર્વેએ વાંચી લીધી. જગતવિજેતા પોતાની નિર્બળતાનું આવું પ્રદર્શન ન સાંખી શકયો. લક્ષ્મી પર તે ક્રોધે ભરાયો. સત્તા

અને શક્તિના પ્રદર્શન દર્શાવનારે તેના વિરોધી તત્ત્વોનાં પ્રદર્શન પણ સાખી લેવા તે સૂત્ર તેને કડવું લાગ્યું, પણ હૃદય તેની વિરૂદ્ધ પડ્યું લક્ષ્મીને તેણે ધન્યવાદ આપ્યો. સત્તાના પ્રદર્શનોના પ્રાયશ્ચિત પન્થે પળવાનો વજ્રનાભને તેણે ઉપદેશ આપ્યો હૃદયધ્વનિને ચક્રવર્તીએ પ્રેરક, સરક્ષક ને પ્રમાણભૂત માન્યો

કેવળી પોતાના પૂર્વ-પુત્રમા ભાવનાનુ આવુ શુભ પરિવર્તન થએલુ જોઈ આનંદિત થયા અવસર વીતતા ભાવના સુકાઈ ન જાય તે અર્થે તેમણે લક્ષ્મીના પ્રવ્રજ્યા-ગ્રહણ મુહૂર્તને લબાવ્યુ. વજ્રનાભે તેને પોતાનુ અહોભાગ્ય માન્યુ. એક ત્વરિત સંદેશવાહક મોકલી પુંડરીકિણીથી તેણે પોતાના મત્રી મડળને પુત્ર સાથે સમવસરણ ભૂમિ પાસેના રત્નપુરી નગરમા બોલાવરાવ્યુ પોતે નિવૃતિનો પ્રયોગ આદર્યો ને કેવલી પાસે લક્ષ્મી સાથે જ પોતાને દીક્ષા આપવા વિષે આજ્ઞા માગી. કેવલીએ સમતિ આપી

મુહૂર્તના બે-એક દિવસ પહેલા વજ્રનાભનો પુત્ર મત્રીમંડળ સાથે રત્નપુરીમા આવી પહોચ્યો ચક્રવર્તીની ઇચ્છાથી માહીતગાર થતા સર્વ આશ્ચર્યથી અવાક્ બન્યા વિજયોની પરપરા મેળવી તેના આનંદ, ઉપભોગ કે પરિણામને ભોગવ્યા વિના જ તેને ત્યજી દેનાર તેમને વિચિત્ર લાગ્યા. પુત્રે પિતા પાસે શિશુવયનું સરક્ષણ ઇચ્છ્યુ, પણ વજ્રનાભના દઢ નિશ્ચય સામે સર્વને નમવું પડ્યું.

દીક્ષા મહોત્સવ સાથે જ રાજ્યારોહણનો મહોત્સવ આરંભાયો સમ્રાટ ને સામ્રાજ્ઞીની દીક્ષાને સાથે જ યુવરાજનો રાજ્યા-

રોહણુનો પ્રસંગ—આથી વધુ મહત્ત્વનો બીજો કયો પ્રસંગ હોઇ શકે ? આખા સામ્રાજ્યમાં આ સમાચાર વાયુવેગે ફરી વળ્યા. પ્રજાએ ઠેર ઠેર ઉત્સવો ઉજવ્યા. મુહૂર્ત્ત પાકતાં કુંવરે રાજદંડ ધારણ કર્યો અને તેજ સમયે ચક્રવર્તીએ લક્ષ્મી સાથે પ્રવ્રજ્યા ધારણ કરી.

× × × ×

પ્રવ્રજ્યા એ નિવૃત્તિનો સર્વોત્કૃષ્ટ માર્ગ છે, છતાં તે શાંત નિવૃતિ નથી. તે નિવૃત્તિ કહાવે છે, છતાં પ્રવૃત્તિમય નિવૃત્તિ છે. એકલ નિવૃત્તિ માનવીને કોઇ કોઇ કાળે વિચારવમળમાં ગોથાં ખવરાવી પતનના ખાડામાં ધકેલી દે છે. પ્રાણી માત્રને અબાધક એવી સર્વોત્કૃષ્ટ પ્રવૃત્તિમાં ગુંથાયેલ નિવૃત્તિ તેના નાયકને પ્રવૃત્ત છતાં નિવૃત્તિનો સ્વામી બનાવે છે. તે નિવૃત્તિમાં વિચારગોથાંને સ્થાન નથી હોતું, પણ જગ–ઉધ્ધારની પરમ ભાવના રમી રહી હોય છે. જ્યારે તે નિવૃત્તિ વિચારગોથાંથી ઘેરાય છે ત્યારે જગત તેની મશ્કરી કરે છે.

ખરી નિવૃત્તિને અપનાવવાને દૃઢ મનનો માનવી જોઇએ. પાપી પણ જો હૃદયપલટો કરી લ્યે તો તે સાચો સાધુ બને. વજ્રનાભે ક્રોધના અતિરેકમાં હૃદયપલટો સાધ્યો હતો. લક્ષ્મીએ જગથી કંટાળી પ્રવ્રજ્યા ધારણ કરી હતી. દીક્ષાના કારણુમાં લક્ષ્મી ઉચ્ચ સ્થાને હતી પણ વજ્રનાભનો હૃદયપલટો તેને દીપાવવાને વધુ પ્રેરક હતો. તે સાચો સત્તાધિકારી બન્યો હતો, સર્વોત્તમ પાપી બન્યો હતો. સાધુ બની તે પન્થમાં સાચા અને સર્વોત્તમ બનવું એ તેની પરમ ભાવના હતી.

આવા માનવી કોઇક કાળે જ નજરે પડે છે જે પન્થ સ્વીકાર્યો તેમા ઉત્કૃષ્ટ પદ એ જ તેમની ભાવના અને આદર્શ હોય છે પછી ભલે તે પન્થ સાધુતાનો હોય, સત્તાનો હોય, વ્યાપારનો હોય, સેવાનો હોય કે ચોરી અથવા પાપનો હોય શિશુવયમા જે પન્થ સુસાધ્ય હોય તેમા તેઓ ભળે છે, પન્થના સ્વામી બની રહે છે જો પળ સાધી કોક ચીનગારી તેમના હૃદય પર પડે અને તેના માર્ગ કરતા બીજો કોઈક ઉત્કૃષ્ટ માર્ગ તેને દર્શાવે તો તે હૃદયપલટો સાધી લઇ તે પન્થને સ્વીકારે છે અને તેમા પરમ વિજય પ્રાપ્ત કરે છે

વજ્રનાભ પણ વિજયની ભાવનામા રમી રહ્યો લક્ષ્મી સાધ્વી સમુદાયમા મળી અણશણ કરી સ્વર્ગે સચરી હતી. તેના અણશણે સાધુ બનેલા ચક્રવર્તીમા પ્રેરણાનુ ઝરણ વહાવ્યુ તપ-સાધના ને સચમમા તે ઓતપ્રોત થઇ રહ્યો તેનું જીવન સાધુ સમુદાયને આદર્શરૂપ થઇ રહ્યુ જ્ઞાનતેજથી તે ઝળહળી રહ્યો. અનેક શક્તિઓ તેને આવી મળી તે શક્તિઓદ્વારા સામાન્ય સમુદાયને તે પોતાના પન્થ પ્રત્યે આકર્ષવા લાગ્યો. તીર્થંકરે તેની પ્રશસા કરી તેને પોતાની પાટે સ્થાપિત કર્યો એક કાળનો વજ્રનાભ અને ચક્રવર્તી નૃપતિ મહાત્મા મુનિ, તપસ્વી, યોગી ને ગણધર બની રહ્યો.

તીર્થંકરનુ નિર્વાણ થતા તેઓ નિજ પન્થના સ્વામી બન્યા. અનેક પ્રકારના તપ તેમણે આરાધવા માડ્યા ત્રણ માસ, છ માસ ને વર્ષ-વર્ષના તેમણે ઉપવાસ કર્યા તેમનુ તેજ અને શક્તિ વધતા ગયા. તેજથી ઝળહળતી તેમની કાયા જોઈ માનવી

પોતાનું દુઃખ વીસરી જતો. તે તેજને હજુ યે વિસ્તારવા ઇચ્છતા હોય, ભવિષ્યનું જાણે ભાતું બાંધતા હોય તેમ તેમણે વીશ સ્થાનકનું સર્વોત્કૃષ્ટ તપારાધન શરૂ કર્યું.

તે તપના આરાધકે અરિહંતથી સાધુ સુધીના સર્વની સેવા ને વૈયાવચ્ચ કરવાની હોય. માનવી માત્રનું કલ્યાણ તેને હૈયે હોવું જોઇએ. અહિંસા, સત્યનાં સૂક્ષ્મ સ્વરૂપો જાણવાનાં અને પાળવાનાં હોય. જ્ઞાન, દર્શન, ચરિત્ર, વિનય, દયા, શુભ ભાવના ઇત્યાદિથી તે ઓતપ્રોત હોવો જોઇએ. મહાતપ તેને આદર-વાનાં હોય. બ્રહ્મચર્ય અને સમાધિનાં સૂક્ષ્મ સ્વરૂપોમાં તેણે રચ્યું રહેવું જોઇએ. સંયમનું તેને પૂર્ણ આરાધન કરવાનું હોય. જ્ઞાન અને તીર્થની ભક્તિ અને સેવા કરવાની હોય. વજ્રનાભ મુનિએ આ સર્વ શરૂ કર્યું. જ્ઞાનતેજ તેમણે પ્રાપ્ત કર્યું. તેઓ કેવળી થઇ રહ્યા અને વીશસ્થાનકના આવા મહાન્ તપને આરાધી તેમણે તીર્થંકરપદ પ્રાપ્ત કર્યું.

કાળે કરી તેઓ આ ભારતવર્ષમાં માનવી માત્રના પ્રથમ રક્ષક, પ્રથમ ઉપદેશક, પ્રથમ ગુરૂ અને પ્રથમ તીર્થંકર થયા.



# કાંટાનો તાજ



"કોણુ છે તું ? ને ક્યાથી આવે છે ભાઇ ?"

ઉષાનો આછો ઉજાશ વૃક્ષને સોનેરી રગે રગતો હતો તેની નીચે ગાદી પાથરી તે પર એક વૃદ્ધ વિદ્વાન બેઠા હતા. તેમના કપાળે ત્રિપુંડ હતુ. મસ્તક પર પ્રભાતનો આછો ઉજાશ પથરાઇ રહ્યો હતો વૃક્ષના ઝીણા સુસવાટમા તેમણે ઓઢેલું વસ્ત્ર આમથી તેમ ઝુલી રહ્યુ હતું નાની પોતડી તેમની સાદાઇ સૂચવતી, તેમના અગને ઢાકતી હતી

તેમની સામે દશેક શિષ્યો વિનયશીલ સ્થિતિમા મસ્તક ધુણાવતા સવારનો પાઠ ગોખી રહ્યા હતા વૃદ્ધ વિદ્વાનના નયનો વારે વારે તે શિષ્ય મડળી પર ફરતા. પ્રભાતના પવનના ધીમા સુસવાટમા તેમના મુખ પર ધીમુ સ્મિત ફરફરતુ હતુ જ્ઞાનનુ તેજ તે સ્મિત સાથે સમિશ્રિત થઇ તેમને દિવ્ય પુરૂષની ઉપમા અપાવતુ. તેમના નયનો ચોમેર ફરી રહ્યા હતા અને તેમાથી કૃત્રિમ તેજના કિરણો ઝરતા શિષ્યો તે કિરણોના પ્રતાપે આજ્ઞાકિત રહેતા તેમની તે આજ્ઞાકિતતા પર મુસ્તાક રહી અત્યારે તે વિદ્વાન વિચાર-સૃષ્ટિમા વિચરી રહ્યા હતા

તે સૃષ્ટિનું તેઓ પૂર્ણ અવલોકન કરે–રત્નની છે કે સુવર્ણની તેનો નિર્ણય કરે, તેને સ્પર્શે–તેમાં ઝીલે–તે પહેલાં એક નવ આગંતુકે તેમની સૃષ્ટિને વિખેરી નાંખી. વિદ્વાન ક્રોધે ભરાયા છતાં પૂછ્યુંઃ

"કોણ છે તું ? ને ક્યાંથી આવે છે ભાઇ ?"

આગંતુક એક નવયુવક હતો. તેનો દેહ કંઇક શ્યામ છતાં શૌર્ય ને જ્ઞાનતેજથી દેદીપ્યમાન લાગતો. વિદ્વાન સરીખાં જ તેણે વસ્ત્રો પહેર્યાં હતાં. તેના મુખ ને દેહ પરનો પરિશ્રમ તેને નવ આગંતુક તરીકે ઓળખાવતાં.

એક દૃષ્ટિ નાંખી તેણે વિદ્વાનને માપી લીધા. તે બોલ્યોઃ "ગુરૂદેવ, અચળગામના ધરણીજટ શ્રોત્રીનો હું કપિલ નામે પુત્ર છું. પિતા પાસે રહી વિદ્યા ભણ્યો છું ને તે વિદ્યા અને મારી શક્તિ અજમાવવા દેશાટને નીકળ્યો છું."

વિદ્વાને એક તીણી દ્રષ્ટિ નાંખી. તે દૃષ્ટિમાં તેજકિરણો પાથરવા તેમણે પ્રયત્ન કર્યો, પણ પ્રશંસાની છાયા ત્યાં આવી ભરાણી. તે ચમક્યા. સાત્યકી તેમનું નામ હતું. તે અસ્વસ્થપણે બોલ્યાઃ "ભાઇ કપિલ, મુખ પરથી જ તું વિદ્વાન જણાય છે. મારે એક સહયોગીની જરૂર છે. મારા શિષ્યોના આજના પ્રશ્નોના ને મારા કેટલાક સવાલોના ઉત્તર આપી તું અમને તારી વિદ્યાનાં દર્શન કરાવ."

કપિલે અનુમતિ દર્શાવી.

પાઠ ગોખતા શિષ્યોએ કપિલને હંફાવવા કેડ કસી. તેમણે પ્રશ્નોની પરંપરા ચલાવી મૂકી. કપિલે તે સર્વના સાત્યકીથીયે

સ્પષ્ટ ઉત્તર આપ્યા શિષ્યો આભા બની તેની વિદ્વત્તાને નમી રહ્યા સાત્યકી પણ નવયુવકની આ શક્તિથી આશ્ચર્ય પામ્યો છતા તેણે પણ કેટલાક સદેહાત્મક પ્રશ્નો પૂછયા કપિલે તે સર્વનુ સ્પષ્ટીકરણ કર્યું શિષ્યો સમક્ષ સાત્યકીએ તેની વિદ્વત્તાની પ્રશસા કરી

સાત્યકી બ્રાહ્મણ-વિદ્વાન્ હતો. પોતાથીએ અધિક એવા બીજા વિદ્વાનને જોઇ પોતાને દ્વેષને બદલે સ્નેહ ઉપજ્યો તે જોઇ તે આશ્ચર્ય પામ્યો સ્નેહને દ્વેષમા ફેરવવો અશક્ય હતો. સ્નેહને વધુ સ્નેહમા ફેરવવાને તે તૈયાર થયો પોતાને એકે પુત્ર ન્હોતો કપિલને બોલાવી તેને પોતાના પુત્રરૂપે રાખ્યો ને પોતાનુ સર્વ કાર્ય સોપી દીધુ

કપિલે ધીમે ધીમે શિષ્યોના સ્નેહ જીતી લીધો સાત્યકીની પુત્રી સત્યભામાને પણ તેણે પોતાની વિદ્વત્તાથી આશ્ચર્ય-મુગ્ધ કરી દીધી. સાત્યકી તો તેને જોઇ ગાડો ગાડો થઇ જતો તેની પત્ની તેને પુત્રથીયે અધિક માનતી સત્યભામા તો ક્યારનીયે તેના પર અનુરાગવતી થઇ રહી હતી સાત્યકીએ આ સર્વ જોયુ કપિલના કુળ-શીલની વધુ તપાસ વિના તેણે સત્યભામાના કપિલ વેરે લગ્ન કર્યા

લગ્નથી બનેને આનદ થયો, પરસ્પરના સ્નેહમા વૃદ્ધિ થઇ રહી. કપિલ નવયુવક વિદ્વાન હતો, સત્યભામા સાત્યકીની વિદુષી કન્યા હતી સરિતા ને સાગરની જેમ બનેનો સહયોગ થયો તે યોગમા બને રાચી રહ્યા, દપતીને યોગ્ય ભોગ-વિલાસમા ઝીલી રહ્યા તેમની વિદ્વત્તાનો વિનિમય સર્વને

આનંદિત કરતો; તેમનો સહકાર, સ્નેહ ને આનંદ સર્વને પ્રફુલ્લિત બનાવતો.

× × × ×

રત્નપુરનું નાટ્યગૃહ આજે રાજકર્મચારીઓથી ચિક્કાર થઇ ગયું હતું. રાજા શ્રીષેણ અને રાણી અભિનંદિતા પોતાના બંને કુંવરો-ઇન્દુષેણ ને બિન્દુષેણ સાથે નાટક અવલોકવાને આવ્યાં હતાં. તેમની સાથે સમસ્ત રાજકુળ ત્યાં વિરાજી રહ્યું હતું. એક બાજુએ ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું મંડળ પણ તે નાટકની ભવ્યતા ને સુંદરતા નિહાળી રહ્યું હતું.

સાત્યકી ગામના પ્રતિષ્ઠિતોમાંનો એક હતો. તેને નાટકની આમંત્રણ પત્રિકા મળી હતી, પણ તે વૃદ્ધ હોઇ તેણે પોતાના સહયોગી ને જમાઈ કપિલને પોતાને સ્થાને મોકલ્યો હતો. કપિલ વિદ્વાન્ છતાં વિલાસી હોઇ સસરાના આ કર્તવ્ય પ્રત્યે પ્રશંસાપૂર્ણ નેત્રે જોઇ રહ્યો ને નાટકની ભવ્યતામાં અંજાઇ ગયો.

મધ્યરાત્રે નાટક પૂરૂં થયું. રાજા અને અન્ય સમુદાય નાટકની પ્રશંસામાં અટવાયો. બહાર ધોધમાર વરસાદ પોતાની અવિરત ઝડીઓ વરસાવી રહ્યો હતો. ચંદ્રના આછાં કિરણો તે ઝડીઓની પાછળ છુપાઇ માનવીની અશક્તિ પ્રત્યે અટ્ટહાસ્ય કરતાં તિમિર વેરી રહ્યાં હતાં. તિમિર અને વિજળીનો સંગમ માનવીની ભાગ્યરેખા શો લાગતો.

ધીમે ધીમે સર્વ વેરાવા લાગ્યાં. રાજકુળ વાહનમાં બેસી રાજમંદિરે પહોંચ્યું. ધનિક વર્ગને લેવાને વાહનો આવ્યાં હતાં તેમાં બેસી તેઓ નિજ નિજને સ્થાને પહોંચ્યાં. રાજ-

સન્માનને યોગ્ય માનવોને જ આમંત્રણો મળેલાં હોઇ ગરીબ વર્ગનો ત્યાં અભાવ હતો. કપિલ જ તેમાં અપવાદ હતો. વિદ્વત્તાની આવી સુંદર મશ્કરી કરવાનું કુદરતને પણ કોઇક કાળે મન થઇ આવે છે.

તે આમથી તેમ આંટા મારવા લાગ્યો, પણ એકે માર્ગ ન સૂઝયો. કોઇએ વાહનમાં બેસવાનું તેને આમંત્રણ ન આપ્યું. અજાણપણે ધનિકોના સ્વભાવજન્ય ગર્વથી, તોછડાઇની ભાવનાથી કે તેના કર્મયોગથી વિદ્વત્તા તેને અત્યારે અકારી લાગી. કુદરતના તાંડવ પ્રત્યે તે સરસ્વતી વરસાવવા લાગ્યો. ગર્વ તેને કોતરી રહ્યો, નહિંતર વરસાદમાં પણ વિજળીના ચમકારની મદદથી તે ઘેર પહોંચી શકત.

છેવટે તેને એક માર્ગ સૂઝયો. તેને પોતાને માટે વિનાશક ને અન્યને હાસ્યાસ્પદ, તે માર્ગનું તેણે શરણું લીધું. પહેરેલાં વસ્ત્રો કાઢી નાખી બગલમાં માર્યાં ને પોતે ખુલ્લે દિલે વિજળીની મદદથી ઘર ભણી દોડયો.

દોડતો દોડતો અલ્પકાળમાં તે ઘર પાસે આવી પહોંચ્યો. સત્યભામા સૂકાં વસ્ત્રો લઇ બારણાં પાસે જ પતિની વાટ જોતી બેઠી હતી. લક્ષ્મીના તે અવતાર સરખી લાગતી. મધ્યરાત્રે કૃષ્ણની વાટ જોતી સત્યભામા સરખું તેનું સ્વરૂપ હતું. કપિલે દૂરથી તે સ્વરૂપ જોયું, જોતાં લજવાયો અને લજ્જાને શમાવવા એક ખૂણે છુપાયો. તે ખૂણામાં રહ્યા રહ્યા તેણે કપડાં પહેર્યાં. તે ધોધમાર વરસાદમાં સૂકે કપડે ઘેર આવ્યો. સત્યભામાએ તેને જોયો અને સૂકાં વસ્ત્રો જોઇ આશ્ચર્ય પામી. કપિલે તે

સર્વ પોતાની વિદ્યાનું પરિણામ જણાવ્યું. ચાલાક સત્યભામા તેને પામી ગઇ. સૂકાં વસ્ત્ર નીચે ઢંકાયેલું તેનું ભીનું શરીર જ તેના કાર્યની સાક્ષી પૂરતું હતું.

× × × ×

કુળ એ મનુષ્યની યોગ્યતાની પરીક્ષા માટે માનવજાતિએ સ્વીકારેલો આદિ પન્થ જેટલો કાંટા ભર્યો છે તેટલો જ રક્ષક, પ્રેરક ને નીતિમાર્ગ છે. તે પન્થ સાચો માર્ગ નથી, છતાં પરીક્ષા માટેના સામાન્ય મ ર્ગોમાંહેનો સર્વોત્કૃષ્ટ માર્ગ છે. ઉચ્ચ કુળમાં કોલસા કે નીચ કુળમાં રત્નો હોઇ શકે, પણ અપવાદ તો ન્યાયને પણ હોય છે, ત્યારે આ તો પરીક્ષાનો સામાન્ય પન્થ. જેમ જેમ માનવજાતિ કુળ, શીલ પ્રત્યે આંખ-મીંચામણાં કરતી ગઇ છે તેમ તેમ નીતિ-ધર્મ કે રાષ્ટ્રદ્રોહીઓ, વર્ણશંકરો કે વ્યભિચારીઓના ભારથી દબાતી ગઇ છે.

કપિલની વિદ્વત્તા ઉચ્ચ પ્રકારની હતી, પણ નાટકના પ્રસંગે તેના કુળની ઉત્કૃષ્ટતા વિષે શંકા ઉપજાવી. શંકામાંથી સ્નેહમાં ન્યૂનતા જન્મી ને તે ન્યૂનતામાં સર્વ અકળાવા લાગ્યા. સત્યભામા કપિલના કુળની પરીક્ષાર્થે ઉંચી-નીચી થઇ રહી હતી. કપિલ દુઃખથી સળગતો હતો. સાત્યકી ને તેની સ્ત્રી સત્યભામા પ્રત્યે રોષે ભરાયાં હતાં. સત્યભામાને તેમણે શિખામણ દીધી. તેણે પ્રત્યુત્તર આપ્યો: " જેનાં કુળ-શીલ હું ચોક્કસ જાણતી નથી તેવાના પુત્રની માતા થઇ મારે ધર્મ, નીતિ કે રાષ્ટ્રદ્રોહ કરવો નથી. જ્યારે તેનું સાચું કુળ જણાશે ત્યારે કયાં તો ક્ષમા ઇચ્છી હું તેની દાસી થઇ રહીશ અથવા તો વિનાશની મૂર્તિ બનીશ."

ને વિનાશની મૂર્તિ બનવાને તે તૈયાર થઇ પોતાને જે જે સ્થિતિએ પહોચવું પડશે તે તે ચોક્કસ જાણતી હતી અનુભવથી નિશ્ચયવતી થઈ હતી અને તે જ તેના સ્નેહની ન્યૂનતાનું કારણ હતુ તેની ન્યૂનતાના પરિણામે કપિલમા જન્માવેલુ સ્વરૂપ જ તેની સત્યતાની સાબિતી રૂપ હતું પ્રત્યક્ષ પ્રમાણનો જ ફક્ત હવે વાધો હતો, અને તે પણ આવી મળ્યો

કપિલનો પિતા ધરણીજટ બ્રાહ્મણશ્રોત્રી હતો અચળ ગ્રામમા તે વિદ્વાન ગણાતો પણ તેની વિદ્વત્તા પોષણ માટે અશક્ત નીવડી તે દેશાટને નીકળ્યો અને રત્નપુર આવતા પુત્ર કપિલની કીર્તિ સાભળી તેને ત્યા દોડી આવ્યો

કપિલે તેમનુ સન્માન કર્યું. પિતા અને ગુરૂ તરીકે પ્રેમ ને પૂજ્યભાવથી તેમની પ્રત્યે તે જોઇ રહ્યો સત્યભામાને સાસરો આવ્યાની જાણ થતા તે પણ તેમની પર નજર રાખવા માડી જીવનમાર્ગ સ્વીકારી લેવાની તકને જતી કરે તેવી તે ગાફેલ ન્હોતી

ધીમે ધીમે પોત પ્રકાશવા માડયુ ધરણીજટ અને કપિલ પિતા–પુત્ર છતા સ્વામી અને સેવક સરખુ તેમનુ વર્તન હતું. ધરણીજટ નિત્યે ભોજન સમયે ઉચા આસને બેસતો અને કપિલ તેનાથી દૂર ભોય પર બેસતો જ્યારે કપિલ ધરણીજટને નમસ્કાર કરતો ત્યારે ધરણીજટ જાણે તેના સ્પર્શથી પણ સંકોચાતો હોય તેમ દૂર સરકી જતો કપિલમા જે ક્ષુદ્ર ભાવો અને વર્તનનુ પ્રાબલ્ય હતું તેનો ધરણીજટમા સદતર અભાવ હતો તે બ્રાહ્મણ વિદ્વાન્ હતો, કપિલ વિદ્વાન્ છતા બ્રાહ્મણ તો ન્હોતો જ

સત્યભામાએ આ સર્વ જોયું, સૂક્ષ્મ અને વેધક દ્રષ્ટિથી જોયું, હૃદય-તંતુઓમાં અમી અને સ્નેહનો પ્રવાહ ઝરતો મૂકી જોયું, હૈયાની લાગણીઓને સળગાવી મૂકી જોયું, જોઇને નિશ્ચય અર્થે તૈયાર થઇ. ધરણીજટનાં તેણે ચરણો ઝીલ્યાં, તે ચરણોમાં ઢળી પડી ને ઇશ્વર ને વિધાની સાક્ષીએ સત્ય હકીકતની માગણી કરી.

ધરણીજટ ગભરાયો. વિરોધી વર્તન માટે પસ્તાયો. આશાંકિત પુત્રના વિનાશભૂત બનવા માટે તે પશ્ચાત્તાપથી સળગી રહ્યો; પણ હવે બીજો પન્થ ન્હોતો. સત્ય હકીકત કહ્યા વિના છુટકો ન્હોતો. આંખમાંથી આંસુ વર્ષાવતો તે બોલ્યોઃ " કપિલ મારો દાસીપુત્ર છે. " સત્યભામા ચાલી ગઇ.

સાત્યકીને સમાચાર મળ્યા. પોતાના અવિચારી કાર્ય અને પુત્રીની નિષ્ઠુરતા માટે તે પસ્તાવા લાગ્યો. સત્યભામાને તેણે વારંવાર સમજાવી પણ તે એકની બે ન થઇ. તેણે તો કપિલ સાથે છુટાછેડાની અથવા મોતની માગણી કરી. સાત્યકી શરમાયો. પુત્રી પ્રત્યે રોષ દર્શાવી તેના પર ફીટકાર વર્ષાવી, કપિલને દિલાસો આપવાને ચાલ્યો ગયો. સત્યભામાએ રાજમાર્ગનો આશ્રય લીધો.

તે સમયે રાજા એ રક્ષક ને વ્યવસ્થાપક સાથે સાચો ન્યાયાધીશ હતો. તેના ન્યાયનું પ્રમાણ કે પ્રાબલ્ય વકીલોના વાક્ચાતુર્ય પર નહિ પણ પીડિતોના હૃદયમાંથી નીકળતા સુરને અવલંબતું. તે સમયે ન્યાયની અમુક કલમો ન્હોતી કે તેને અનુસરતી વિગતનો જ ન્યાય તોળાય, પણ પ્રજામાનસ કે હૃદયને જે અન્યાય લાગે તે સર્વનો ન્યાય માગવાનો તેને

હક્ક હતો-રાજા તે તોળવાને બધાયેલ હતો, ને તે જ બધારણની રૂએ સર્વ પોતાને નિર્ભય માનતા

સત્યભામાએ તે બધારણનો આશ્રય લીધો પિતાથી તે કટાળી હતી સબધીઓ તેના સ્વપન્ય નિર્ણયના હક્ક પર તરાપ મારતા હતા बन्धुकृत्यं प्रजानाम् નૃપતિ સિવાય તેનો આરો ન્હોતો સીધી તે નૃપતિ પાસે પહોચી ન્યાયાધિકારી, નૃપતિ અને ધર્મપિતા તરીકે તેને વદન કર્યું ને પોતાની સર્વ વિગત જણાવી કપિલ સામે ન્યાયની માગણી કરી

નૃપતિએ તેની સામે દ્રષ્ટિ ફેરવી. તે દ્રષ્ટિમા ન્યાયાધિકારીની ભવ્યતા અને જુસ્સો હતા, રક્ષકની અમીદ્રષ્ટિ હતી, નૃપતિનો પ્રતાપ હતો સત્યભામાએ તે દ્રષ્ટિ પ્રત્યે નિર્ભયતા ધારી. નૃપતિએ તેને ઘરમેળે સમજી જવા સમજાવી, સ્ત્રી-હૃદયની કોમળતાના યોગે ગમે તેવા છતા એક સમયના પતિને ક્ષમા અર્પી તેની સાચી નહિ તો પણ અવિકારી ધર્મ-સ્ત્રી બની શાતિ ધારવા સમજાવી સત્યભામાએ નૃપતિના કથનને શિરોવધ માન્યુ પણ ભયંકર માનવતા ને ભાવનાથી પ્રેરાયેલો અને વિકારી ચરિત્રથી રગાયેલો કપિલ તે શિખામણ સ્વીકારે કે કેમ તે વિષે શકા દર્શાવી નૃપતિએ કપિલને બોલાવરાવ્યો

તે આવ્યો જીવન સર્વસ્વના વિનાશના પરિણામ રૂપ બેદરકાર ભાવનાથી દોરાયેલો, વિફરેલ નાગની ભયકરતાથી પ્રેરાયેલો ને હૃદયના કુપિત મર્મસ્થાનના રસથી રગાયેલો તેને જીવન હતુ પણ તે કોઇએ વીંધી નાખ્યુ હતુ તે વીધનાર કોણ ? તેનો તે નિશ્ચય ન્હોતો કરી શકતો અને તે જ તેના સ્વભાવ પરિવર્તનનુ કારણ હતુ નૃપતિ સમક્ષ તે વિન-

ચશીલ સ્થિતિમાં ઉભો છતાં તે વિનયની પાછળ સ્પષ્ટ અવિ-નય તરી આવતો.

નૃપતિએ ન્યાયાધિકારીની ભવ્ય દ્રષ્ટિથી તેનો માપ્યો. તેના હૃદય-તરંગો પર નાચી રહેલા અવિનયને પારખ્યો ને માનવ સ્વભાવની નબળાઇનાં તેને દર્શન થયાં. તે દર્શનથી ન તો તે ક્રોધિત થયો કે ન તો તે ચમકયો. કપિલને તેણે સન્માન આપ્યું, સત્યભામાની માગણીની વિગત રજુ કરી ને તેને પરિણીત જીવનમાંથી છુટી કરવા સમજાવ્યો.

કપિલે વિનયની મર્યાદા ઓળંગી. તેણે સત્યભામાની માગણી અન્યાયી જણાવી ને તે માગણીને ઉત્તેજનાર નૃપતિને પણ શાસ્ત્રદ્રષ્ટિએ અન્યાયનો રક્ષક અને પ્રેરક ઠરાવવા પ્રયત્ન કર્યો. નૃપતિએ શાંતિ ધારી. ન્યાયાધિકારી સમક્ષ અકારણ ક્રોધને પ્રગટાવનાર માનવી પાસે સ્ત્રી પ્રત્યેના ઉચ્ચ વર્તનની આશા રાખવી તેને નિરર્થક લાગી. તેને સમજાવવો તે તેને અશકય લાગ્યું. ન્યાયના જ્વલંત પ્રતાપથી તેને આંજી નાંખવા તેણે નિશ્ચય કર્યો.

તેના મુખ પર ન સહાય તેવું તેજ પ્રગટયું; અંગે અંગ બાહુબળના જુસ્સાથી ધ્રુજી રહ્યાં; તેનો આખો દેહ પ્રતાપની ભવ્યતાથી દીપી રહ્યો. કપિલ આ તેજ, આ જુસ્સો ને પ્રતાપ જોઇ રહ્યો, તેમાં અંજાયો નહિ; છતાં સહી પણ ન શકયો. વિફરેલા ભયંકર મણિધર સર્પને જોતાં નોળીઆના ન્હાનકડા અશક્ત બચ્ચાંની જે સ્થિતિ થાય તેવી તેની સ્થિતિ થઈ. ને શ્રીષેણે નૃપતિ ને ન્યાયાધિકારી તરીકે શાસન ઉચ્ચાર્યું: "કપિલ, ન્યાયાધિકારી તરીકેની મારી સત્તાનો ઉપયોગ કરવાની

તે મને ફરજ પાડી છે તારા વર્તન-ચરિત્રના તો તે મને પ્રત્યક્ષ દર્શન કરાવ્યા છે તેની સાથે એક સસ્કારી સ્ત્રીએ સહકાર સાધવો તે તદ્દન અશક્ય લાગે છે ને તે જોતા મને ફરમાવવાની ફરજ પડે છે કે-આજથી સત્યભામા ન્યાયના આશ્રયે ત્હારાથી જુદી થાય છે ધર્મપિતા તરીકે હુ તેનુ રક્ષણ કરીશ. મૃત્યુ પર્યન્ત તે રાજભુવનમા મારી પુત્રી તરીકે રહેશે ” ને કપિલ કઈ પણ પ્રત્યુત્તર આપે તે પહેલાં નૃપતિએ ન્યાયાસન છોડયુ. ક્રોધથી કપતો કપિલ ન્યાયભુવનની બહાર નીકળ્યો.

× × × ×

કામદેવની કળા ન્યારી છે. તેના ધનુષ્યનો ટકાર અગમ્ય છતાં લક્ષ્યસિદ્ધ છે તેના બાણુમા દેહ ને હૃદય સાથે સર્વસ્વને હણી નાખવાની પરમ શક્તિ છે. વિનાશક છતા તે બાણુ માનવીને પ્રિય લાગે છે, તેને તે ચૂમે છે, હસ્તમા ઝીલી હૃદયમા પરોવે છે પરોવતા તો તે તેને પ્રિય લાગે છે, કલ્પનાના સ્વર્ગના કુસુમોની તેમાથી સુવાસ આવે છે, દેવાગનાઓના દેહ-મથનનો આભાસ થાય છે, પણ જ્યારે તેના શલ્યો તે હૃદયને વીધી નાખે છે ત્યારે તે પશ્ચાત્તાપની જ્વાલામા હોમાય છે

શ્રીષેણુને બે પુત્રો. ઇન્દુષેણુ ને બિન્દુષેણુ દેહ ને હૃદય સરીખો બનેનો સ્નેહ, બનેના સરીખા રૂપ, સરીખા આદર્શ ને સરીખી ભાવના એક એકને જોતા રાચી ઉઠે, ન જુએ તો ભોજનને વિસરી જાય, પણ પુષ્પધન્વાના ધનુષ્યનો પ્રતાપ તો ત્યા પણ પહોચ્યો બનેના એકત્ર તત્ત્વને તેણે વીધી નાખ્યુ.

તેમાંથી જ્વાળા પ્રગટી અને તે જ્વાળાએ પ્રગટાવનાર ને તેના પિતા સાથે સંબંધીઓને હોમી નાંખી પોતાનો જ્વલંત પ્રતાપ વિકસાવવાનો ને માનવ સમાજ પર તેની છાપ પાડવાનો નિશ્ચય કર્યો.

ઇન્દુષેણનાં લગ્નનો ઉત્સવ હતો. તે ઉત્સવને દીપાવવાને તેની પત્ની શ્રીકાન્તા સાથે અનંતમતિકા નામે એક વેશ્યા આવી. તેના રૂપ, યૌવન ને ઠસ્સો અનેરાં હતાં. શ્રીકાન્તા રાજકન્યા હતી, તે વેશ્યા હતી. શ્રીકાન્તામાં રૂપ હતું, ગુણ હતા, યૌવન હતું, ભાવના હતી, આદર્શ હતો, જુસ્સો હતો, આકર્ષણ હતું પણ તે સર્વની પાછળ તેને સાચવવાની પરમ ભાવનાનું પ્રતિબિંબ હતું. અનંતમતિકામાં તે સર્વ હતું—શ્રીકાન્તાથી કંઇક અંશે ઓછા સ્વરૂપે—પણ તેને તે સાચવવાની પરવા ન્હોતી. વિકસાવવા અને ભોગવવાનો તે પ્રયત્ન કરતી અને તે પ્રયત્નો જ તેના પરીક્ષકો માટે વધુ આકર્ષક નીવડતા.

ઇન્દુષેણે તેને ઉપપત્ની તરીકે સ્વીકારવાનો નિશ્ચય કર્યો. બિન્દુષેણની તેના પર દ્રષ્ટિ ઠરી. ઇન્દુષેણે તે દ્રષ્ટિ પર ટીકા કરી તેનો વિરોધ કર્યો ને બિન્દુષેણને બોલાવી તેને સંયમ રાખવા સમજાવ્યો.

બિન્દુષેણે એક અર્થભરી—હાસ્યકિરણો વર્ષાવતી દ્રષ્ટિ નાંખી તેને શરમાવ્યો. હૃદય ને દ્રષ્ટિને એક તંતુએ ગુંથી તેના મુખ પર પ્રકાશ ફેંક્યો ને બોલ્યોઃ "ભાઇ, ઉપદેશનું મૂલ તેના કાર્ય અંગેની સેવા અને કર્તવ્યમાં છે. તમારો ઉપદેશ મને શિરોવંદ્ય છે. જો તે ઉપદેશને તમો તમારે પોતાને માટે પણ કર્ત-

વ્યનો પન્થ માનતા હો. પણ તમો તેમ માનતા હો તે હું માની શકતો નથી, કારણ કે નાની વયે પણ એક પત્નીથી અસંતોષિત થઇ વેશ્યાને ઉપપત્ની તરીકે સ્વીકારવા તમે તૈયાર થયા છો મારા માનવા પ્રમાણે તમારો આ પથ અનુચિત અને હાસ્યાસ્પદ ગણાય તે કરતા તો હુ તે વેશ્યાને પત્ની તરીકે સ્વીકારી લઉં તે સહસ્ર દરજ્જે ઉચિત છે ” ક્રોધ ઝરતા નયને ઇન્દુષેણે તે સાંભળ્યું ને બંને વચ્ચે ચકમકનો પ્રકાશ પ્રગટયો

નૃપતિથી રીસાઇ દૂર જઇ રહેલા કપિલે આ ચકમકીઆ વિદ્વેષના સમાચાર સાંભળ્યા સમાચાર પ્રત્યે તે હર્ષભરી દૃષ્ટિથી જોઇ રહ્યો; તેનો લાભ લઇ પોતાનુ વેર વાળવાનો નિશ્ચય કર્યો કપટ ભાવ ધારી તે રત્નપુર આવ્યો, ઇન્દુષેણને મળી પોતાની મેલી તાન્ત્રિકા વિદ્યાનો પ્રભાવ ને પરચો બતાવ્યો, આવી અનન્ત વિદ્યાઓ તેણે સત્યપન્થી ઇન્દુષેણ માટે સાધી છે તેવા પ્રકારની તેણે ઇન્દુષેણ પર છાપ પાડી ઇન્દુષેણે તેને પોતાના ઉજ્વલ કર્મનો સંરક્ષક ને વિધાતા માન્યો.

કપિલ હવે ભયાનક બન્યો વૈર ભાવનાની જ્વાળાઓ તેના હૃદયના તંતુએ તંતુ પર પ્રજ્વળી ઉઠી ઇન્દુષેણે તો તેને પોતાનો મિત્ર માન્યો હતો. તે મિત્રતાને તેણે વિસ્તારી ઇન્દુષેણને તેણે સમજાવ્યુ કે તે પોતે ખરો નૃપતિ હતો; શ્રીષેણ માત્ર તેની ઢીલી ધરી રૂપ હતો ઇન્દુષેણની સહાય વિના રાજ્યની વ્યવસ્થા, રક્ષણ અને ન્યાય અશક્ય હતા, તેના શૌર્યની પાછળ રત્નપુરની સેના દોરાતી, તેના ચારિત્રના ઓજસમા નગરની ભવ્યતા હતી, તે વીર હતો, વીરનો પણ વીર હતો, પણ કઇક અંશે ભોળો હતો. રાજતંત્રના ષડ્યંત્રોમા તે

ફસાયો હતો. તેનો કપટી પિતા તેની ભોળાઇનો લાભ લઈ પોતાના વ્હાલા નાના પુત્ર બિન્દુષેણુને રાજદંડ સોંપવાને તત્પર થઈ રહ્યો હતો. આ સમયે ઇન્દુષેણુ જેવા નરવીરનો ધર્મ હતો કે તેણે પોતાના હક્કના રક્ષણાર્થે કેડ કસવી. કપિલ જેવો યોગી અને સિધ્ધ તેની સહાયમાં હતો. બિન્દુષેણુને ઠાર કરી અનંતમતિકા મેળવવી અને પોતાના હક્કનું રક્ષણ કરવું, શ્રીષેણુને હરાવી તેની પાસેથી રાજદંડ લઇ નૃપતિ બની પ્રજાને સંરક્ષવી તે તેના માનવા પ્રમાણે ઇન્દુષેણુ માટે સર્વશ્રેષ્ઠ પન્થ હતો.

ઇન્દુષેણે કપિલનો ઉપકાર માન્યો. તેની સલાહને બ્રહસ્પતિની સલાહ સાથે સરખાવી. તેનું વ્યક્તિત્વ ભૂલચૂકયે ઇન્દ્રે પણુ અનુભવ્યું હોય કે કેમ તે વિષે શંકા દર્શાવી. તેની તાંત્રિક શક્તિને વશિષ્ઠની યોગશક્તિ સાથે સરખાવી, તેની વિનાશક શક્તિને દુર્વાસાના જ્વલંત પ્રતાપ સાથે સરખાવી. પોતે બંને મિત્રો હતા તે વિષે ફરી ફરીને ખાત્રી આપી, અને તેની સલાહ પ્રમાણે કર્તવ્યનો આરંભ કરી લેવાની જરૂરીઆતને આવશ્યક જણાવી.

બંને એક બન્યા. ઇન્દુષેણુના રાજતેજ અને કપિલના વિદ્યાતેજના એકત્વ સામે બિન્દુષેણુ ઘડીભર ગભરાઇ ગયો પણુ અનંતમતિકા યાદ આવતાં તુરત શસ્ત્રો સજ્યાં. ભરત–બાહુબળી શા બંને બાંધવો એક વેશ્યા માટે યુધ્ધે ચડયા.

રાજા શ્રીષેણે આ સમાચાર સાંભળ્યા. કપિલની કપટમય નીતિનાં વર્ણનો સાભળ્યાં. તે ચમકયો. ક્રોધથી સળગી રહ્યો; પણુ હૃદયતટ નીચે ખળખળતી પિતૃપ્રેમની સરિતામાં તેના બીજા સર્વ ભાવો ડોમાઇ ગયા. તે ભાવનાને એક પન્થ ન્હોતો, સિવાય

કે મૃત્યુને સ્વીકારી લઇ, દૂર દૂર નાસી જઇ, પુત્રોના આ વિનાશથી અલગ રહેવુ નિજ દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ એવો તેણે તે પન્થ સ્વીકાર્યો તેની બે રાણીઓ તેને પન્થે સચરી સત્યભામાને તે પન્થનો આશ્રય લીધા સિવાય છૂટકો ન્હોતો.

પિતૃત્વ અને નૃપત્વના પન્થમા પુષ્પોની કઇ કોમળ શય્યા નથી, પણ તે તો કાટાનો તાજ છે

× × × ×

ચારે જણ સ્વર્ગે સંચરી રહ્યા હતા દૂર ઉપવનની ભવ્યતામા ઇન્દુષેણ અને બિન્દુષેણ યુદ્ધનો રસ માણી રહ્યા હતા, પણ ત્યા વચ્ચે એક મુનિ આવ્યા તેમણે બનેનો રસાધિકાર ઝુંટવી લીધો અનંતમતિકાનો પૂર્વભવ સભળાવી પોતે માતા, ઇન્દુષેણ ને બિન્દુષેણ બને પુત્રો અને અનતમતિકાના પુત્રીરૂપેના જીવનવૃતાતો સભળાવ્યા સાથે જ સભળાવ્યુ કે તેમના આ કલહ–સદેશથી મૂર્છિત થઇ નૃપતિ, તેમની માતાઓ અને સત્યભામા સાથે સ્વર્ગે સચરી ગયો હતો ચમકેલા બનેએ સ્વર્ગસ્થ પિતાને વદન કર્યુ અનંતમતિકાને ધર્મની બ્હેન માની કર્મથી રીસાયેલો કપિલ ધૂણી ધખાવતો બાવો બન્યો



૬

# પૂર્વનાં બન્ધન



પોતનપુરને બારણે આજે એક અતિથિ આવ્યો હતો. નૃપતિનો તે સાળો અને બનેવી હતો. વિદ્યાધરોનો સમ્રાટ હતો. બ્હેન–બનેવીને મળવાને તે પોતાની સ્ત્રી જ્યોતિપ્રભા સાથે પોતનપુર આવ્યો હતો.

પોતનપુરમાં શ્રીવિજય નૃપતિ રાજ્ય કરતો. તેનો પિતા ત્રિપૃષ્ઠ વાસુદેવ તેને માટે સામ્રાજ્ય સરીખું મહારાજ્ય મૂકી ગયો હતો. પોતાની મહાશક્તિના પ્રભાવથી તે વિદ્યાધરોના સમ્રાટ અમીતતેજની બ્હેન સુતારા વેરે પરણ્યો. તેનો પિતા ત્રિપૃષ્ઠ પણ તે જ શક્તિના પ્રભાવથી તે અમીતતેજની ફૂઈ સ્વયંપ્રભા વેરે પરણ્યો હતો. પિતા વાસુદેવ હતો, પોતે નૃપતિ હતો; છતાં રાજકીય સૃષ્ટિમાં વાસુદેવ સરખો જ તેનો પ્રતાપ ગણાતો. અને તે પ્રતાપના યોગે વાસુદેવે સર્જેલા સામ્રાજ્યને તે સાચવી અને વિકસાવી રહ્યો હતો.

તેને એક બ્હેન હતી. ગુણુ અને શક્તિઓના સમૂહ અને તેજના પુંજથી તે દીપતી. જ્યોતિપ્રભા તેનું નામ હતું. શ્રીવિજયે તેનો સ્વયંવર રચ્યો અને તે સ્વયંવર

મંડપમાં અમીતતેજ ને જ્યોતિપ્રભાના લગ્ન થયા બંને સંબંધીઓ વધુ સ્નેહ–સંબંધથી ગુંથાયા, પરસ્પરની સહાય અર્થેના વચનો લીધા–દીધા

પછી તો બંને વેરાયા અમીતતેજ નિજ નગરે પહોંચ્યો શ્રીવિજય સામ્રાજ્યની વ્યવસ્થામાં ગુંથાયો નિજનિજના કાર્યમાં અટવાયેલા છતાં બંનેનો પરસ્પર પ્રત્યેનો સ્નેહ નીરવધિ ચાલ્યા કરતો સ્નેહ–ઝરણુમાં વિકાસ–બંનેની ભાવના હતી તે ભાવનાની પરિતૃપ્તિ અર્થે પરસ્પરને ભેટવાને બંને આતુર હતા, પણ પ્રસંગો કે મહાપ્રસંગોના અભાવે અને કર્તવ્ય સાગરમાં નિત્ય ભરતીના યોગે તે રહી જતું એટલામાં સુતારાએ પુત્ર પ્રસવવાના અને શ્રીવિજય મૃત્યુના મુખમાંથી બચી જવાના પ્રસંગો નીપજ્યા તે પ્રસંગોને અભિનંદવાને અને બ્હેનને મળવાને અમીતતેજ પોતનપુર આવતો હતો

પોતનપુરને આગણે આવતા તે ચમક્યો પોતે વિદ્યાધરોનો સમ્રાટ હતો, વિશ્વકર્માની કળાને વિસરાવે તેવા કળાધામો વિદ્યાના પ્રતાપે પોતાની સૃષ્ટિમાં નીપજાવી શકતો, છતાં પોતનપુરની શોભા અને ભવ્યતા તેને કંઈક ન્યારી જ લાગી ઈન્દ્રપુરી તેણે જોઈ હતી, વિદ્યાધર નગરીનો પોતે નૃપતિ હતો, છતાં તે બંને કરતા પોતનપુરીમાં તેને કંઈક નવીન જ લાગ્યું. ઈન્દ્રપુરી જાણે પૃથ્વી પર ઉતારી માનવ મહાત્માએ તેમાં પ્રાણ પૂર્યા હોય તેવી તેની શોભા હતી સુવર્ણની દોરીએ હીર ગુંથ્યા વસ્ત્રોની ધ્વજાઓ ફરફરતી, નગરને વીંટળાઇ વળેલા કોટને કાગરે કાગરે દીપિકાઓ ઝળહળતી, આસોપાલવના

તોરણો ચોમેર વીંટળાઇ વળ્યાં હતાં, ને તે તોરણ સાથે ગુંથાયેલા સુવર્ણના તારો તેમાંથી સ્વાગતનો સુર ફરફરાવતા. નગરજનો જાણે ઉત્સાહ, પ્રેમ, તેજ, પ્રતાપ અને ઉપભોગની મૂર્તિઓ તેમના હૃદયમાં આવી વસી હોય તેમ હર્ષઘેલાં થઈ આનંદોત્સવ ઉજવી રહ્યાં હતાં; અમીતતેજને સત્કારવાને સજ્જ થયાં હતાં.

અમીતતેજ તે સર્વના સત્કારમાં ઝીલ્યો. શ્રીવિજય અને સતારા સાથે હૃદયે-હૃદય મીલાવી આનંદિત બન્યો. શ્રીવિજયે તેનું રાજરાજેન્દ્રને યોગ્ય સ્વાગત કર્યું. વિશ્વનો જાણે તારણહાર મહાત્મા હોય તેમ રાજહસ્તી પર બેસારી તેનો સ્થળે સ્થળે સત્કાર કરાવ્યો ને નગરની ભવ્યતાનું આત્મતત્ત્વ બક્ષી તેને રાજભુવનના ચિત્રમંદિરમાં ઉતારો આપ્યો. ઉત્સાહઘેલાં નગરજનોએ તે દિવસે રાજભુવનને આંગણે ભોજન લીધું. પ્રાણીઓ પણ પેટપૂર અન્ન પામ્યા. અમીતતેજ શ્રીવિજયે બક્ષેલી મહત્તાની સિદ્ધિ અર્થેના વિચારોમાં ગુંથાયો. તેના સાથીઓ નગરની ભવ્યતા નિહાળતાં–નિહાળતાં સ્થળે સ્થળે ફરી વળ્યા. દીપિકાઓ અને સુવાસના પરમ સંગમથી ઝઘમઘી ઉઠેલા રંગમંડપમાં રાત્રે સર્વ રાજમંડળી આવી મળી.

સર્વેએ એકમેક પ્રત્યે સ્નેહનાં ઝરણ ખોલ્યાં, નિજનિજની જીવનકથાનાં વૃત્તાંતો આદર્યાં; પણ તે કથાઓ સામાન્ય હતી, નિત્યની હતી, તેમાં અપૂર્વતા ન્હોતી, રસ ન્હોતો, નવીનતા ન્હોતી. અમીતતેજે તે સર્વ અટકાવવાની સૂચના કરી. શ્રીવિજયને પોતાની નવીનતા અને રસભરી કથા કહેવાની વિનંતિ કરી. પ્રત્યુત્તરમાં શ્રીવિજયે સર્વના મુખ પર એક સૂચક

હાસ્યકિરણ ફેંક્યુ, અને અર્ધકથેલી કથા કહેતા હોય, સરિતાના નીર તોડી તેના મૂળ અને મુખને એકત્ર કરતો હોય તેમ તે બોલ્યો

"પછી મે તે જોશીને રાજદૃષ્ટિથી ડારવા પ્રયત્ન કર્યો, પણ તે તો નિશ્ચળ રહ્યો તે બોલ્યો "નૃપતિવર, જ્યોતિષ વિદ્યાનો મારો અભ્યાસ સંગીન છે જ્યા લગી તે વિદ્યા સાચી છે ત્યા સુધી હુ પણ સાચો છુ" ને તેણે પોતાની જીવનકથા શરૂ કરી "સામાન્ય ગૃહસ્થનો હુ એકનો એક પુત્ર હતો મારી ફઇની સ્વરૂપવાન કન્યા સાથે મારૂ સગપણ થયું, પણ જીવન પર મને કટાળો આવ્યો એક મુનિ-રાજ પાસે મે દીક્ષા લીધી ઉત્કૃષ્ટ સયમ પાળવાનો નિશ્ચય કર્યો, પણ અશક્ત નીવડ્યો એક સમયે મે મારી સ્ત્રી થવાને સર્જાયેલી તે કન્યાને જોઇ હું મોહિત થયો. ગુરૂદેવે આ જાણ્યુ અને દીક્ષામાથી મને મુક્ત કર્યો હુ પરણ્યો ને અત્યારે દીક્ષા જીવનમા પ્રાપ્ત કરેલી વિદ્યાના પ્રતાપે જીવનનિર્વાહ ચલાવુ છુ તે વિધિઓમાની મુખ્ય તે જ્યો-તિષ વિદ્યા છે. જૈન ગણિતશાસ્ત્રના એક પ્રકરણરૂપે મે તે વિદ્યાનો અભ્યાસ કર્યો છે અને વિદ્યાની સિદ્ધિ પર મને પૂર્ણ ખાત્રી છે" તેણે મારી સામે જોયું મને તેની દૃષ્ટિમા દિવ્ય-તાનો કઇક અશ લાગ્યો હુ સ્તબ્ધ અને આશ્ચર્યચકિત બન્યો ફરી તે બોલ્યો "સમ્રાટવર, હું સાચુ જ કહુ છુ પોતનપુરના નૃપતિ પર આજથી સાતમે દિવસે વિજળી પડવાની છે, તે નિશ્ચળ છે મારૂ કથન જો અસત્ય નીવડે તો આપ ફરમાવો તે શિક્ષા સહેવાને હુ તૈયાર છું" તેના મુખ પર લાલાશ

પડતું તેજ તરી આવ્યું. હું ચમક્યો અને નૃપતિ છતાં મારામાં ભયનો કંઇક સંચાર થયો. ”

સર્વ આશ્ચર્યચકિત બની ઉત્સુક નયને કથા શ્રવણ કરી રહ્યાં. નૃપતિએ સર્વના મુખ પર એક દૃષ્ટિ નાંખી, તે પર પરિવર્તિત થતાં ભાવોને અવલોકયા ને આગળ ચલાવ્યું:

“ પણ મેં તરતજ નિશ્ચયાત્મક બુદ્ધિ ધારી. ભયથી વિહ્વળ બનેલા મંત્રીઓ પણ કર્તવ્યપન્થી થયા. તેઓમાંનો એક બોલ્યો: “જોશીરાજ, તમારૂં કથન કદાચ સાચું પણ હોય, પરીક્ષા પછી તેનો નિર્ણય કરીશું; પણ ત્યાં સુધી આપને રાજભુવનના એક ખંડમાં રાખવા એ અમારે માટે સલાહભર્યું ગણાય. ‘આજથી સાતમે દિવસે પોતનપુરના નૃપતિ પર વિજળી પડશે’ તેવું તમારૂં કથન છે, પણ તે સમયે પોતનપુરનો નૃપતિ શ્રીવિજય જ હોય તેવું કંઇ નિશ્ચિત નથી. આજથી સાત દિવસ પર્યન્ત યક્ષની એક સુવર્ણ–પ્રતિમાને અમે રાજ્યાસને સ્થાપીશું. જો સાતમે દિવસે તે પ્રતિમા વિજળીયોગે ભસ્મીભૂત થઇ તો અમે તમને સાચા માની પૂજીશું, અભિનંદીશું, યોગ્ય પુરસ્કાર અર્પીશું; પણ જો તેવું કાંઇ ન બન્યું તો તમને રાજકારણમાં અકારણ દખલગીરી નાંખનાર ગણી તે અંગેની સજા બક્ષીશું.” બોલવું બંધ કરી અમારા સર્વના મુખ પર દૃષ્ટિ નાંખી તેણે અભિપ્રાય ઇચ્છયો. મેં હર્ષની લાગણી પ્રદર્શિત કરી જોશીએ પણ અનુમતિ આપી.”

“ તે સમયે જોશીનાં કથનમાં તમને કંઇ વિશ્વાસ ખરો કે ? ” અમીતતેજે ઉત્સુક બની વચ્ચે જ પૂછયું.

"હા, કંઈક અંશે ખરો. તેના મુખ પરનું તેજ અને નિખાલસ ભાવો તેની પર વિશ્વાસ મૂકવાને પૂરતી સાબિતીરૂપ હતા તે સાબિતીને યોગે અમે તેના પર વિશ્વાસ મૂક્યો કાગને ડોળે છ–છ દિવસો વીતાવ્યાં. સાતમા દિવસનું પ્રભાત ઉગ્યું અને મને કંઈક સંશય પડચો, આકાશ સ્વચ્છ અને નિર્મળ હતું, વાદળાનું ક્યાય નામનિશાન પણ ન્હોતું, પણ મધ્યાન્હે જોશી અમને પરમેશ્વર રૂપ લાગ્યો. શાંત આકાશ વાદળાના ગડગડાટથી ગાજી રહ્યું તેની નિર્મળતાને અંધકારે ઢાંકી દીધી વિજળી ચમકારા કરવા લાગી અને પૂર મધ્યાન્હે ચમકાર કરતી વિજળી રાજમહેલ પર આવી, યક્ષ-મૂર્તિને બાળી ચાલતી થઈ તુરતજ જોશીને બોલાવી મે તેને સત્કાર્યો ને તેની આશાઓ પૂર્ણ કરી, સાત ગામનો ગ્રાસ આપી તેને વિદાય કર્યો ગામમા ઉત્સવ ઉજવવાનો પટહ વગડાવ્યો. એટલામા સુતારાએ પુત્ર પ્રસવવાના અને તમારાં અહીં આવવા નીકળવાના સમાચાર મળ્યા ઉત્સવમા વધારો થયો અને નગર ઇન્દ્રપુરી શું ઓપી અને ગાજી રહ્યું" શ્રીવિજયે કથાકારના લક્ષણે જીવનના એક અંશની કથા પૂરી કરી અમીતતેજ અને જ્યોતિપ્રભાએ તેને તેના લાક્ષણિક બચાવ માટે અભિનંદન આપ્યા

પછી તો દિવસો ઉપર દિવસો વિતવા લાગ્યા અમીતતેજ અને જ્યોતિપ્રભા શ્રીવિજયની યજમાન વૃત્તિથી અકળાવા લાગ્યા સામ્રાજ્યના એક સંચાલકને કર્તવ્યથી વિમુખ કરી આમ અકારણ રોકી રાખવામા તેમને અધર્મ દેખાયો શ્રીવિજય પાસે તેમણે વિદાય માગી શ્રીવિજયે આગ્રહ કર્યો પણ

બન્નેના નિશ્ચય આગળ તેમને નમવું પડ્યું. ના કહીને હા કહેવાઇ ગઈ. હા કહેવાઇ જતાં જ અમીતતેજે જવાની તૈયારી કરી. શ્રીવિજયને વિદાય આપવાની તૈયારી કરવી પડી. વિશ્વ નિરીક્ષણ અર્થે નીકળેલા ઇન્દ્રને જગતનો સમ્રાટ જે વિદાય અર્પે તે કક્ષાના સ્વાગતથીયે અધિક વિદાય અર્પી પૂરજનો સાથે તે નિજ નગરે પાછો ફર્યો.

ઇન્દ્ર સરીખો વિદ્યાધર નૃપતિ અમીતતેજ પાટનગર રથનૂપુર ચક્રવાલે પહોંચ્યો. શ્રીવિજયનાં ત્યાં ગુણગાન આદર્યાં ને તેનાં સ્વાગત, વિદાય ને અર્પેલી મહત્તાને યોગ્ય સ્વરૂપે પાછાં વાળવાના વિચારોમાં ગુંથાયો.

× × × ×

જ્યોતિર્વન નંદનવન શું ઉપવન હતું. ત્રિપૃષ્ઠ વાસુદેવની કન્યા જ્યોતિપ્રભા પરથી તેનું નામ પડ્યું હતું. જેવા જ્યોતિપ્રભાનાં ગુણ અને સૌન્દર્ય હતાં તેવી તે ઉપવનની ભવ્યતા અને સુંદરતા હતી. શ્રીવિજયે તે સુંદરતાને રસસિંચન કર્યું હતું; સુતારાની કલાએ તેને ભવ્યતા અર્પી હતી. પુષ્પોનાં ગુચ્છ અને વૃક્ષોની ઘટાનો ત્યાં પરમ સંગમ થતો, કુસુમની સુવાસથી મઘમઘી રહેલા શીતળ જળ પર થઇ આવતા હવાના કણુઓ તેના ઉપભોગ કરનારને માદકતાનો અંશ અર્પતા. ગુણ, પ્રભાવ ને સ્વરૂપનો સ્વામી શ્રીવિજય સૌન્દર્યની દેવી સુતારા સાથે પ્રકૃતિના પરમ સ્થાનનાં દર્શનાર્થે કોઇ કોઈ કાળે ત્યાં આવતો, અને ઉપવનને આત્મતત્ત્વની ચુંટણીનો અધિકાર અર્પતો.

એક સુરમ્ય પ્રભાતે તે સુતારા સાથે ત્યાં આવ્યો. પુષ્પોને ચૂંટી તેની પરિમલને દૂર ને દૂર પ્રસરવાની અનુકૂળતા કરી

આપી તે પરિમલમા ઝીલતા ઝીલતા તેઓ દૂર ને દૂર નીકળી ગયા બને એકલા હતા, બેલડીરૂપે હતા તે એકલતાનો આશ્રય લઇ તેમણે રસહિંડોળે હિંચવા માડયુ પુષ્પો પોયણીઓ ખોલી ખોલી જોવા લાગ્યા, વૃક્ષો શરમથી લજવાઈ ગયા, સૂર્યનારાયણ ન્યાય કથવાને આસને ચડયા ન્યાયાસન ને ન્યાયાધિકારીનો જ્વલત પ્રતાપ જોઈ સુતારા ચમકી ને સ્હેજ પાછા ફરવા પગ ઉપાડયો પ્રતાપી સૂર્યદેવ આ ન સાખી શકયો સુતારાને શિક્ષા કરવા ઉચકેલ પગ નીચે તેમણે એક તીક્ષ્ણ કાટો ગોઠવ્યો, ને તે પર પગ પડતા જ સુતારાએ ચીસ પાડી શ્રીવિજયે તેને ઉચકી પાસેના આસન પર બેસાડી, ને કાંટો કાઢવાનુ શસ્ત્ર લેવાને પાસેના ઉપવન—મ દિરમા દોડયો તૃષાર્ત્ત રતિ કામદેવને કુસુમ પ્યાલીમાં અમૃતરસ લઇ આવતો નિરીક્ષે તેમ દુ ખાર્ત્ત સુતારા મુખમાથી ધીમા શીશકાર ફરફરાવતી શ્રીવિજયની નિરીક્ષા કરવા લાગી

શ્રીવિજયને શસ્ત્રો શોધતા વાર લાગી દૂર ઉપવનના અ તિમ ભાગમા, એકાત સ્થાનમા, રતિ શી એકલ રમણી જાગતી સૂતી હતી કુસુમથી સુગ ધિત થયેલ હવા સાથે તેના ઝીણા વસ્ત્રો લપટાઇ જતા અને તેના સુવાસિત અ ગ અને કોમળ ચરણો સાથે આટી લઇ તેના સૌન્દર્યને ખ્હેકાવી નાખતા. સ્થળ રમણીય હતુ, સમય આહ્લાદક હતો, સુગમ્ય એકલતા હતી આ સ્થાનને જોતા કામદેવને પણ હૈયુ હાથ રહે કે કેમ તે શ કાસ્પદ હતુ

શ્રીવિજય સોંય શોધવામાં રોકાયો, કામદેવ રતિ સાથે રીસામણામાં રોકાયો. પ્રકૃતિને આ રમણીની એકલતા ખૂંચી. તેણે ત્રીજાને મોકલ્યો. વિમાનમાં વિહાર કરતા એક વિદ્યાધર, સુરમ્ય સ્થાનમાં આ એકલ રમણીને સુતેલી જોઇ, જોતાં જ તે ચમકયો. તેનાં અર્ધ મીંચાયેલાં નયનોની ભવ્ય કમાનોમાંથી છુટતાં બાણુથી તે વીંધાયો. કૈલાસવાસીએ કામદેવને બાળ્યો તે સ્થાને જો તેમણે રતિને બાળી હોત, અને તે ભસ્મીભૂત રતિને ફરી સદેહે જોતાં કામદેવ જે ભાવથી તેની પાસે દોડી આવે તે ભાવથી તે વિદ્યાધર વિમાનને પડતું મૂકી રમણી પાસે દોડી આવ્યો. રમણીએ તેને જોયો ને નયનો મીંચ્યાં. વિદ્યાધર તેને ભેટવાને ઉત્સુક થયો પણ સમય પારખી ગયો. ચીચીઆરી પાડવા ઉત્સુક થયેલ સુતારાને તેણે હુચો મારી, બેભાન બનાવી વિમાનમાં નાંખી. ને પોતાની સહીસલામતી અર્થે કૃત્રિમ સુતારા વિકુર્વી, તેને સાચી સુતારાને સ્થાને ગોઠવી. નાગદંશથી તેનું મૃત્યુ સર્જાવી, સીતા સરીખી સુતારાનું હરણ કરી, રાવણની ભવ્યતાને આંજતી છટાથી તેણે વિમાનને મારી મૂક્યું.

વિદ્યાધર ભૂમિનો તે અમીતતેજથી ઉતરતો નૃપતિ હતો. અશનીઘોષ નામ હતું. તેની અને અમીતતેજની વચ્ચે કંઇક વૈમનસ્ય રહેતું. સુતારાનું હરણ અમીતતેજની પ્રત્યેના તે ભાવનું પરિણામ નહિ, પણ તેને તેની પ્રત્યે ઉપજેલા આંતર–સ્નેહનું પરિણામ હતું. તેનો આંતરસ્નેહ સાચો સ્નેહ નહિ, પણ ગર્વથી છલકાતી, પોતાને તિરસ્કારી ગયેલી રમણી પ્રત્યે તેને ભીંસી નાખવાની ભાવનાથી જે સળગતો સ્નેહ ઉપજે તેવા પ્રકારનો સ્નેહ હતો.

વિમાન સડસડાટ કરતું ચાલ્યું શ્રીવિજયના પ્રાણને ખેંચતું, અશનીઘોષની હૃદય ઉર્મિઓને ઠારતુ, સુતારાની ચીચીઆરીઓને હવામા શમાવી દેતુ, વિજળીની ગતિથી તે તે વિદ્યાધર નગરી પ્રતિ ઉડ્યુ નગરી પાસે આવતી હતી, શ્રીવિજય દૂર ખસતો હતો, સુતારાની ચીચીઆરીઓ વધતી હતી અશનીઘોષ તે ચીચીઆરીઓને બંધ કરી શકે તેમ હતો પણ તે ચીચીઆરીઓ તો તેના હૃદયમા અમૃતનો સંચાર કરતી–તેને ઠારતી હતી તે ગમે તેટલો વિલાપ કરે તો પણ હવામા પોતાની નિર્ભયતા વિષે તે નિઃશંક હતો અને તે નિર્ભયતા પર મુસ્તાક બની તેણે તેના વિલાપને વધવા દીધો વિલાપમા એશુદ્ધ સુંદરીને સ્પર્શ કરવાને તે વિમાનને ઝુલાવવા લાગ્યો

પણ અલ્પ કાળમા તેની તે માન્યતા ખોટી ઠરી ફરથી વિમાનમા બેસી આવતા બે વિદ્યાધરોને તેણે પોતાની સગી આંખે જોયા, અને તેને પોતાની ભૂલ સમજાઇ તે વિદ્યાધરો અમીતતેજના સરદારો હતા હવે સુતારાને છુપાવવી અશક્ય હતી, કારણ કે તેમણે તેનો વિલાપ સાંભળ્યો હતો શ્રીવિજય અને અમીતતેજના નામો સાથે સંકળાયેલો યાચનાનો કરૂણ ધ્વનિ તેમના કર્ણપટ પર અથડાયો હતો માર્ગ કપાવવા તેણે પ્રયત્ન કર્યો, પણ વિમાનને ત્વરિત ગતિમા આણી તેઓ અશનીઘોષના વિમાનની લગોલગ આવી પહોંચ્યા કપટી વિદ્યાવિલાસી અશનીઘોષને તેમણે જોયો અને પરિસ્થિતિ પામી ગયા સુતારાને બચાવવામા સમય ગાળવો અયોગ્ય ધારી શ્રીવિજયને એકદમ બચાવી લેવા તેમણે વિમાનને જ્યોતિર્વન પ્રતિ મારી મૂક્યુ સુતારાએ મૂક અનુમતિ દર્શાવી

અંતીમ પળે તેઓ જ્યોતિર્વનમાં આવી પહોંચ્યા.

ઉપવન તેવું ને તેવું હતું, પણ આત્મ-ઓજસ વિના તે ઉજ્જડ ભાસતું. તેના પ્રાણને એક વિદ્યાધર હરી ગયો હતો, વિમાનમાં ખેંચી ગયો હતો. તેનો પિતા તે પ્રાણના કૃત્રિમ ખોખા સાથે બળી મરવાની તૈયારીમાં હતો. પ્રાણ ગયો હતો, છતાં પિતાને બચાવી લેવા મૃત ઉપવન વલખાં મારતું તેને વિનવી રહ્યું હતું. વૃક્ષો તેને હાથ જોડતાં હતાં, પુષ્પો આંસુ સારતાં હતાં પણ પિતા કોઇનું માનતો ન્હોતો. તે તો 'પ્રાણ, પ્રાણ' રડ્યા કરતો. પુષ્પો બિચારાં અશક્ત બની કોઈની રાહ જોઇ રહ્યાં હતાં. વિદ્યાધરો આવ્યા અને તેમના પિતાને બચાવી વાનું તેમણે માથે લીધું. પુષ્પો હર્ષિત થયાં, વૃક્ષો તે ઉદ્ધારકોને વા ઢાળી રહ્યાં.

ઉદ્ધારકોને જોતાં જોતાં ચિતા પર ચડેલો શ્રીવિજય અચકાયો. તેઓએ ચિતા પાસે જઈ, શ્રીવિજયને ખેંચી લઇ, ત્વરાથી તેને વિખેરી નાંખી. બેબાકળો શ્રીવિજય મૃતપત્નીની ચિતાનું આવું અપમાન થતું જોઈ ક્રોધથી સળગી રહ્યો. તેણે તેમનો સામનો કરવા કેડ કસી, પણ વિદ્યાધરોએ તે પ્રત્યે દુર્લક્ષ દર્શાવ્યું. તેઓ તો સુતારાના કૃત્રિમ શબ સામે તાકી રહ્યા હતા. સચોટ દૃષ્ટિના પ્રતાપે એક પળમાં તેમણે તે શબના હૃદયમાંથી આવતો હાસ્યનો ધ્વનિ સાંભળ્યો ને તે પર અંજલિ ભરી મંત્રિત જળના છાંટા નાંખ્યા. છાંટા પડતાં જ શબ અદ્રશ્ય થઇ ગયું અને એક અગ્નિ અને તેજની દ્દભૂતિ સ્ત્રી અંતરિક્ષમાં નાસતી જણાઇ. શ્રીવિજય ચમકયો.

વિદ્યાધરોએ વિદ્યાના પ્રતાપે તેને અટકાવી તેને સુતારાનું સ્વરૂપ ધારવાનુ કારણ પૂછ્યુ અતરિક્ષમાથી ઉત્તર આવ્યો " વિપ્રતારિણી હુ વિદ્યા છુ વિદ્યાધરપતિ અશનીઘોષની આજ્ઞાથી શ્રીવિજયના વિનાશ અર્થે મે સુતારાનુ સ્વરૂપ ધાર્યું તમારી શક્તિના પ્રભાવથી હુ તે સ્વરૂપ ત્યજી જઉ છુ "

વિદ્યા પ્રતાપે વિકુર્વાયેલુ સુતારાનુ શબ અદ્રશ્ય થયુ, અને શ્રીવિજયને પરિસ્થિતિનો કઈક ખ્યાલ આવ્યો વિદ્યાધ-રોએ તેને સર્વ વિગત જણાવી સુતારાના વિલાપની કથા સાભળતા તેની આખમાથી આસુ સરવા લાગ્યા આ સર્વના કારણરૂપ અશનીઘોષ પર તે ક્રોધથી પ્રજ્વળી ઉઠ્યો, અને તેના વિનાશ અર્થે સૈન્ય લઈ એકદમ કૂચ કરવાની ઈચ્છા દર્શાવી વિદ્યાધરોએ તેને શાતિ રાખવા સલાહ આપી ને સમજાવ્યું કે વિદ્યાધરપતિ અશનીઘોષ સામે સમ્રાટ અમીતતેજની સલાહ કે સહાય વિના યુદ્ધે ચડવુ તે જાણી જોઈને મૃત્યુના મુખમા હોમાવા સરીખુ હતુ શ્રીવિજય શક્તિમા ભલે અશનીઘોષ કરતા મહાન્ હોય, તેના સૈન્ય કરતા શ્રીવિજયનુ સૈન્ય ભલે વિપુલ હોય, પણ અશનીઘોષની વિદ્યાશક્તિ સામે તે સર્વ નિષ્ફળ અને નિરર્થક હતા શ્રીવિજયે સલાહ માન્ય કરી અને સૈન્ય સાથે તેણે રથનૂપુર ચક્રવાલનો રસ્તો લીધો

અમીતતેજને સર્વ સમાચાર મળી ચૂક્યા હતા. શ્રીવિજ-યની રાહ જોતો તે અશનીઘોષના પરાજય અર્થેની સર્વ તૈયા-રીઓ કરી રહ્યો હતો વિદ્યા પ્રતાપે અશનીઘોષ ફાવી ન જાય તે માટે તે સર્વશ્રેષ્ઠ મહાજ્વાળા વિદ્યાની સાધના કરતો

હતો. સાધના ચાલુ હતી ને સમાચાર આવ્યા કે શ્રીવિજય આવી પહોંચ્યો છે.

વિદ્યાધરપતિએ તેનું રાજરાજેન્દ્રને યોગ્ય સ્વાગત કર્યું. સ્વાગતની સરિતામાં તે ઝીલી રહ્યો. પરમ સત્કારના અગ્નીસિંચનથી શોકજવાળાઓને પણ શાન્ત્વન મળ્યું, પણ શાન્ત્વન તેને જોઈતું ન્હોતું. તે તો તે જવાળાઓમાં અભિવૃદ્ધીનો ઉપાસક હતો. ને પરમ સુખમાં અર્ધપ્રાણ દુઃખની જવાળાઓમાં દાઝે છે તે સ્થિતિનું ભાન થતાં તે સુખ કેટલું સ્થાયી નિવડે ? ક્ષણિક શાન્ત્વનને જવાળાઓમાં સમાવી દઈ તેણે અશનીઘોષ સામે સહાય માગી. વિદ્યા સાધતા અમીતતેજે પોતાના સર્વ પુત્રો અને સૈન્યને શ્રીવિજયની સરદારી નીચે અશનીઘોષ સામે તેની સહાયે મોકલ્યું.

અશનીઘોષ તૈયાર જ હતો. ચમરચંચા નગરીનો તે નૃપતિ હતો, વિદ્યાધરોનો સરદાર હતો. અમીતતેજ સમ્રાટ હતો, પણ અશનીઘોષની વિદ્યાશક્તિ તેના કરતાં વધુ પ્રશંસા પામતી. તે પોતે સ્વતંત્ર નૃપતિ હતો. આજે અમીતતેજ એક માનવરમણી માટે તેની સામે થતો હતો. તેનો ઉત્તર આપવો તેને તે પોતાનો ધર્મ માનતો. અમીતતેજના તેજસ્વી પુત્રો અને વિપુલ સૈન્ય સામે તેણે પોતાના બાહોશ પુત્રો અને કેળવાયેલ સૈન્યને યુદ્ધે ઉતાર્યું.

યુદ્ધ એ ન્યાયનું અંતિમ શસ્ત્ર છે. જ્યારે માનવ વ્યક્તિને પોતાની સામે અન્યાય થયેલો લાગે છે, ને તે અન્યાયનો આશ્રયી તેનું પરિણામ ભોગવ્યા વિના બચી જાય

છે ત્યારે તે વ્યક્તિમા પોતાના વિરોધીને યુદ્ધદ્વારા પણ તેનું પરિણામ ભોગવવાની ભાવના જન્મે છે જો તેની તે ભાવના સાચી હોય છે, ન્યાયનો તે સાથી હોય છે તો તે નિશ્ચિત સફળતા પામે છે પણ જો તે યુદ્ધ ગર્વ કે દ્વેષની ભાવનામાથી જન્મે છે તો તેનુ પરિણામ શક્તિની વિપુલતા પર અવલબે છે

શ્રીવિજય યુદ્ધથી ન્યાય અને તેનુ પરિણામ ઇચ્છતો હતો. અશનીઘોષ સૌન્દર્યલોલુપતા અને ગર્વના સિંહાસને ચઢ્યો હતો. સિહાસન ભવ્ય હતુ, તેજસ્વી હતું, રત્નોનો તેમા ઝળહળાટ હતો, પણ તે સર્વની નીચે અસત્યના ઢીલા પાયામા વિષયની જ્વાળાઓ ભભૂકતી તે જ્વાળાઓએ સિહાસનને ડોલાવી તેના સ્વામીને નીચે પટકી નાખ્યો તેના પુત્રો શ્રીવિજયને હાથે યુદ્ધમા કપાઈ ગયા તે પોતે યુદ્ધમાં ઉતર્યો ને પાછળ આવતા અમીતતેજના પ્રતાપથી બદ્ધ થઇ ગયો તેણે પોતાનું અંતીમ વિદ્યાશસ્ત્ર અજમાવ્યું, પણ તે શસ્ત્ર અમીતતેજની મહાજ્વાળાના પ્રભાવમાં હોમાઇ ગયુ તે નાઠો ને મહાજ્વાળા તેની પાછળ પડી તેના પ્રભાવમાંથી બચવાને તેણે જ્ઞાનતેજથી દેદીપ્યમાન લાગતા એક કેવળીનો આશ્રય લીધો વિદ્યા પાછી ફરી

પાછી ફરી તે યુદ્ધક્ષેત્રમા આવી ને આશ્ચર્ય પામી. યુદ્ધ વિરમી ગયું હતુ. અશનીઘોષ જતા તેનુ સૈન્ય અમીતતેજના સૈન્ય સાથે ભળી ન્યાયની ધ્વજા ફરફરાવી રહ્યુ હતું. તેના અંતીમ પુત્ર વિજયે શ્રીવિજયને સુતારા પાછી સોંપી અમીતતેજ પાસેથી પિતાનુ સિહાસન યાચી લીધુ હતું. વિદ્યાએ આ સર્વ જોયુ ને ક્ષણિક સત્તાનો નશો, સૌન્દર્ય-

લોલુપતા ને સ્વાર્થના સિંહાસનો માનવી પાસે શાં શાં વિરોધી અને પાપી કાર્યો કરાવે છે, તેનો વિચાર કરતી તે અમીત-તેજમાં સમાઈ ગઈ.

× × × ×

પ્રકૃતિની પરમ લીલાથી શોભતું એક ઉપવન હતું. તે ઉપવનમાં એક આસન હતું; સામાન્ય છતાં તેજસ્વી ને સાદું છતાં તે ભવ્ય લાગતું. તે પર જ્ઞાનતેજથી ઝળહળતા એક મુનિરાજ બિરાજ્યા હતા. તેમના મુખ પરનો પ્રતાપ ને તેજ અને લલાટથી ભવ્યતા તેના જોનારને આંજી નાંખતાં. મુનિ-રાજ તો નિર્વિકારી અને શાંત ચિત્તે વિચાર–નિમગ્ન બન્યા હત.

તેમની સામે જિજ્ઞાસુ મેદની જામી હતી. તે મેદનીમાં અશનીઘોષ, અમીતતેજ ઈત્યાદિ વિદ્યાધર નૃપતિઓ અને શ્રીવિજય, સુતારા આદિ માનવ સૃષ્ટિનાં મહારત્નો પણ હતાં. સર્વના મુખ પર મુનિરાજનાં વચનોને સાંભળવાનો ઉત્સુક ભાવ પ્રગટયો હતો. મુનિરાજે તે ભાવને પારખ્યો, અને વિચાર-નિમગ્નતાને તોડતા તે બોલ્યા: “ તમારે એક કથા સાંભળવી છે?”

સર્વેએ હા કહી.

મુનિએ તેમને ‘કાંટાનો તાજ’ ની કથા કહી સંભળાવી. તે કથાનાં મુખ્ય મુખ્ય પાત્રોનાં સ્વભાવ અને ચારિત્રવિકાસ તથા પતનને પૂર્ણ સ્વરૂપે વર્ણવી બતાવ્યાં. સર્વ દિગ્મૂઢ બની તે વર્ણન સાંભળી રહ્યાં અને તેમાંના કેટલાક તો આશ્ચ-ર્યથી અવાક્ થઈ બેહોશ બનવા લાગ્યા. મુનિએ કથા પૂરી

ફરી ઉપસંહારમા તેમણે તે પાત્રોના વર્તમાન જીવનનો પરિચય આપ્યો તે દ્વારા તેમણે જણાવ્યુ કે અશનીઘોષ તે કપિલ, સુતારા તે સત્યભામા ને અમીતતેજ તે શ્રીષેણનો અવતાર હતા. તે વર્તમાન ભવનુ કારણ પૂર્વજીવનની પરિપૂર્તિના ઉદ્દેશ રૂપ હતુ અને તે પરિપૂર્તિ પૂર્ણ થતા પૂર્વના બન્ધન સંકળાઇને વર્તમાનમા પરિણમ્યા તેનો અન્ત આવતા, પરસ્પર પ્રત્યેની વિરોધી લાગણીઓ વિનષ્ટ થતા, આજે સર્વ મિત્ર-સ્વરૂપે અહીં બેઠા હતા વર્તમાન જીવન તેમના ભાવી જીવનના મૂળરૂપ નીવડશે તેવી તેમણે આગાહી કરી

મુનિરાજના જ્ઞાનથી સર્વ સ્તબ્ધ બન્યા અનુભવથી તે સત્ય લાગતા અશનીઘોષ ઇત્યાદિ તેમના ચરણમા આળોટવા લાગ્યા મુનિએ તેમને ધર્મનો ઉપદેશ આપ્યો અશનીઘોષે સુતારા, શ્રીવિજય ને અમીતતેજને ક્ષમાવી, વિદ્યાધર ભૂમિના સમ્રાટને રાજ્ય અને પુત્રનુ રક્ષણ સોંપી તેમની પાસે દીક્ષા લીધી. દીક્ષા મહોત્સવ ઉજવી સર્વ સંબંધીઓ નિજ-નિજને સ્થાને ગયાં

આયુષ્ય પાકતા તે સંબંધીઓએ કયુ જીવન ધારણ કર્યું હશે, તે ધારી શકો છો ?



ધીસું સ્મિત તરી આવ્યું. દમિતારી તેની સામે તાકયા જ કરતો હતો. તેણે તે સ્મિત જોયું અને તેમાં તેને સૂચક-ભાવ લાગ્યો, પણ એકદમ તે નારદને ન પૂછી શકયો. તેનાં પરાક્રમો તે જાણતો હતો, તેના ગર્વથી તે જ્ઞાત હતો. નાટક રસ-તરંગે ઝુલતાં નારદ પ્રત્યે જોઇ જિજ્ઞાસુ ભાવથી તેણે પૂછ્યું: "યોગીરાજ, વિશ્વમાં આપે કોઈ આશ્ચર્યકારી વસ્તુ જોઇ છે? અથવા તો આથી ચડીઆતી નાટયકલા આપે અવલોકી છે?"

નારદે તેની સામે જોયું અને તે મશ્કરી કે અપમાન તો નથી કરતો, તેનો નિશ્ચય કર્યો. નિશ્ચય થતાં તેણે પળવાર ધ્યાન ધર્યું. તે ધ્યાનમાં તેની દૃષ્ટિ સમક્ષ બે રાજકુમારો આવી ઉભા. તેણે તેમના પર એક સળગતી દૃષ્ટિ નાંખી પણ તે દૃષ્ટિ તો રાજકુમારોને સ્પર્શવાને બદલે તેને પોતાને ઇર્ષાગ્નિથી બાળવા લાગી. દમિતારીને જ તેણે આ વિષયમાં હોળીનું નાળિએર બનાવવા નિશ્ચય કર્યો. ધ્યાનથી નિવૃત્ત થઈ, નૃપતિ પર હાસ્યકિરણો વર્ષાવતી, છતાં સત્તાવાળી એક દૃષ્ટિ નાંખી તે બોલ્યો:

"નૃપતિવર, આશ્ચર્ય તો મેં આજે જ જોયું. ત્રણ લોકમાં હું વારંવાર ફર્યો છું, પણ આવું આશ્ચર્ય તો કયાંય મેં કોઇ કાળે અવલોકયું કે સાંભળ્યું એ નથી. આજે સવારે ફરતો ફરતો હું શુભાનગરીમાં જઇ ચડયો. સ્મિતસાગર રાજાના અપરાજિત ને અનંતવીર્ય નામે બે રાજકુમારો ત્યાં રાજ્ય કરે છે. હું ગયો ત્યારે બંને આપની માફક જ નાટક

ને સગીતનો જલસો જમાવી બેઠા હતા અહીની જ દૃષ્ટિથી મેં ત્યાનુ નાટક જોયુ, પણ અહીના અને ત્યાના નાટકમા ચન્દ્ર–સૂર્યનો ફેર છે તે રાજકુમારોની બર્બરી ને કિરાની નામની બે નટીઓ સરીખી કળાકુશળ નટીઓ તો મે સ્વર્ગમાયે જોઈ નથી ”

દમિતારી અને સભાએ નારદનુ આ કથન સાભળ્યુ અને સર્વ તે નટીઓ અવલોકવાને, તેમની નાટ્યકલાના દર્શન કરવાને આતુર થયા નારદનો કલેશની ચિનગારીઓ પ્રગટાવનારો ક્રેપીલો ઉગ્ર સ્વભાવ તેઓ જાણતા હતા પણ ‘અન્યાયથી સિદ્ધિ થતી હોય તો યે તેનો મેળવનાર તેના દાતાને ન્યાયનો નાથ માને છે’ દમિતારી જાણતો હતો કે નારદે પોતાનો કઇક પણ સ્વાર્થ સાધવાને જ આ મમરો મૂકયો છે, પણ તેનો વિલાસી અને ગર્વિષ્ઠ સ્વભાવ બને રાજકુમારોનુ અપમાન કરીને પણ બને નટીઓને મેળવવાને ઉત્સુક બન્યો

શુભાનગરી પ્રતિ ત્વરીત ગતિના એક દૂતને તેણે તુરત રવાના કર્યો તે દૂતને તેણે ચતુર્વિધિનો ઉપયોગ કરવાની સલાહ આપી ગમે તે ઉપાયે બને નૃત્ય–સ્વામીઓને રાજનગરમા લઈ આવવાની સૂચના અને આજ્ઞા આપી

દૂત કુશળ હતો નૃપતિઓના ક્ષણિક તામસી સ્વભાવથી તે જ્ઞાત હતો, અને તે સ્વભાવના પ્રતિનિધિ બની પોતે નિત્યની વૈરની વિનાશક લાગણીઓ રોપી ન બેસે તે માટે સાવચેત રહેવાનો તેણે નિશ્ચય કર્યો. શુભાનગરીએ પહોચી, દમિતારીના પ્રતિનિધિ તરીકે સત્કાર સ્વીકારી રાજકુમારો પાસે તેણે મિત્ર તરીકે બને નટીઓની માગણી કરી, રાજકુમારો

પ્રથમ તો ચમક્યા, કંઈક આનાકાની દર્શાવી; પણ દૂતનાં સ્નેહી વચનોથી આકર્ષાઇ યોગ્ય સમયે બંનેને રાજનગરે મોકલી આપવાનું વચન આપ્યું. દૂત આ શુભ સમાચાર લઇ દમિતારી પાસે પહોંચ્યો.

× × × ×

સ્વમાન એ ગર્વનું સૂક્ષ્મ સ્વરૂપ છે. હાર્દિક ભાવનાઓ, લાગણીઓ અને કર્તવ્યનો તે કિલ્લો છે. તે કિલ્લાને યોગે માનવી સાચો માનવી બને છે. તે વિના તે આત્મહીન ખોળિયું બની રહે છે. તે સુરમ્ય હોય છે, વિશાળ હોય છે, સાંકડોય હોય છે. સુરમ્ય હોતાં તે રક્ષક હોય છે, વિશાળ થતાં તે ગર્વનું સ્વરૂપ લે છે, સાંકડો થતાં સહનશીલ કહેવાય છે. માનવજાતિના ઉત્કર્ષ અર્થેની કોઈ પણ આવશ્યક વસ્તુ કરતાં તે ઓછો આવશ્યક નથી.

અપરાજિત અને અનંતવીર્ય બંને સ્મિતસાગર નૃપતિના પુત્રો હતા. પિતાએ સંયમ સ્વીકારતા તેમને શુભાનગરીનું રાજ્ય મળ્યું હતું. બંને વીર હતા, બંધુ હતા, આત્મતેજથી દેદીપ્યમાન લાગતા. આત્મસ્વમાનની લાગણીઓ તેમનામાં ઓતપ્રોત થઇ રહી હતી. અપરાજિત વર્ણે શ્વેત હતો; અનંતવીર્ય કૃષ્ણવર્ણો હતો. અપરાજિતને બળદેવની લબ્ધિ મળી હતી, અનંતવીર્યને વાસુદેવની ઋદ્ધિ વરી હતી. રામ-લક્ષ્મણ સરખી બંનેની જોડ હતી. સહકારના પરમ શ્રેષ્ઠત્વથી તેઓ ઈન્દ્રને પણ અજય્ય લાગતા.

એક વિદ્યાધર જોડે તેમને મિત્રતા બંધાઇ. તેમના ચારિત્ર

પર તે વિદ્યાધર મુગ્ધ થઈ રહ્યો અને તેણે તેમને કેટલીક તેજોમય વિદ્યાઓ ને બે કળાકુશળ નટીઓ બક્ષી તે નટીઓના નૃત્ય–સગીતમા લીન થઈ બને વ્યવહારૂ જગતને વિસરી ગયા, અને તે સ્થિતિમા જ તેઓ એક સમયે ગર્વીષ્ઠ નારદનો સત્કાર કરવો વિસરી ગયા નારદે અર્ધચક્રી દમિતારીદ્વારા તે બે નટીઓને ખેચી લેવાનુ ષડ્યત્ર રચ્યુ

દમિતારીના દૂતે મિત્રભાવે તેમની પાસે તે નટીઓની યાચના કરી અને તેમણે તે સ્વીકારી, પણ જ્યારે તેમને ખબર પડી કે દમિતારી પોતે નર્તકીઓને સત્તાના પ્રભાવથી લઈ જવા ઇચ્છતો હતો, તેની આ માગણી પાછળ નારદની કપટકળાનું યત્ર હતુ ત્યારે તેમનુ સ્વમાન ઘવાયુ સ્વમાનના રક્ષણ અર્થે દૂતને હા કહ્યા છતા તેમણે નર્તકીઓને મોકલવામા વિલબ કર્યો. દમિતારી જો સત્તાનો પ્રતાપ અજમાવે તો તેનો સામનો કરવાને તેમણે વિદ્યાધરે બક્ષેલી વિદ્યાની સાધના કરવા માડી

વિદ્યા આવી મળી અને સાથોસાથ દમિતારીનો બીજો દૂત પણ આવી પહોચ્યો પહેલાના દૂત કરતા તેનુ વર્તન વિચિત્ર હતું તેણે તો બને કુમારો જાણે રખડતા રાજવશીઓ હોય તેમ તેમની પાસે નર્તકીઓની દમામથી માગણી કરી કુમારોએ ખામોશ પકડી દૂત પ્રત્યે ક્રોધ કરવો નિરર્થક હતો, અને પોતે દમિતારીના સત્તા, પ્રતાપ અને પ્રજા પરના તેના સ્નેહના નિરીક્ષણાર્થે આતુર હતા દૂતને તેમણે બીજે દિવસે સવારે નર્તકીઓ મોકલવાનુ સ્વીકારી શાત પાડ્યો અને પોતે હાસ્ય-કિરણો વર્ષાવતા, એક–એકને ભેટતા શયનગૃહમા સિધાવી ગયા

બીજે દિવસે ઉઘડતા પ્રભાતે શુભાનગરીના રાજમંદિરમાંથી બે નર્તકીઓ નીકળી. રતિ સરીખું તેમનું સ્વરૂપ હતું, અપ્સરાઓ સરીખું લાલિત્ય હતું, દેવાંગનાઓ સરીખાં તેમનાં વસ્ત્રો હતાં. તેમની ચાલમાં હંસની માર્જવતા હતી, અંગમરોડમાં કામદેવના ધનુષ્યની છટા હતી, હાસ્યમાં રવિપુષ્પોની વૃષ્ટિ હતી. સવિતાની જેમ કોઇ તેમને પૂજતું, લક્ષ્મીની જેમ કોઈ તેમને નમસ્કાર કરતું, રતિ જેવા તેમના સૌન્દર્યથી ત્રાસ પામી કોઇ ત્યાં ત્રુટી પડતું, બિચારા લજ્જાવંતો દૂર ને દૂર નાસી જતા. બંને નર્તકીઓ આ સર્વ પ્રત્યે દયા, સ્નેહ ને હાસ્યના કિરણો વર્ષાવતી દમિતારીના દૂતગૃહે ચાલી ગઇ.

દૂતે તેમને જોઇ અને તે પણ બેબાકળો બન્યો. આવું સ્વરૂપ તેણે કદી આંખે જોયું ન્હોતું કે કાને સાંભળ્યું ન્હોતું. દમિતારી સરીખો પ્રતાપી સમ્રાટ જો તેમનો ન્હોતરનાર ન હોત તો તે તેમને ત્યાંથી સહીસલામત જવા દેત કે કેમ તે પ્રશ્ન હતો; પણ અત્યારે તો તેઓ દમિતારીની ન્હોતરેલી હતી, અને તે બિચારો તેમનું બ્હેનોને યોગ્ય સ્વાગત કરવાને બંધાયેલો હતો.

તેણે તેમને સત્કારી ને યોગ્ય સન્માન સાથે તેમને લઇ રાજનગર પ્રતિ શીઘ્ર પ્રયાણ આદર્યું. શુભાનગરીએ તેમને હર્ષ, સ્મિત ને કટાક્ષભરી વિદાય આપી.

× × × ×

કામદેવનાં બાણ તીખાં હોય છે. વાગનારને તે વીંધી નાંખે છે, વગાડનારને ય તે વીંધે છે. તીખાં છતાં યે તે દિવ્ય હોય છે. વીંધનારને તે પ્રિય લાગે છે, વીંધાનારને ય પ્રિય લાગે છે.

દમિતારી વૈતાઢયગિરિનો સમ્રાટ હતો કામદેવને તે પોતાનો કટ્ટો શત્રુ માનતો, પણ જ્યારે તેણે નર્તકીઓને જોઈ ત્યારે તે પણ પળભર ત્રાસી ગયો, પરંતુ તરત તેણે વૃત્તિઓ પગ કાબુ, આણ્યો ને ફરી તે વૃત્તિઓ હાથમાથી નાસી ન જાય તે અર્થે તેણે નર્તકીઓને રાજમંદિરમાથી બદલી અતિથિગૃહમા ઉતારો આપ્યો તેમના નૃત્ય-સંગીતથી પ્રજાને પોતા પ્રતિ આકર્ષવાને તેણે ન્યાયભુવનમા એક જાહેર જલસો ગોઠવ્યો

તે જલસાનો દિન તે રાજનગરની પ્રજાને માટે પુત્ર-જન્મોત્સવનો દિન હતો. તે પ્રસંગ તે પ્રજાના પુરૂષો માટે કામદેવના બાણોથી વીંધાવાનો પ્રસંગ હતો, લાવણ્યમયી લલિતાઓના લાલિત્ય સાગરમા ઝીલાવાનો પ્રસંગ હતો, નગરીની સ્ત્રીઓ માટે તે સ્ત્રીઓની પરમ શક્તિ અને પુરૂષો પરની તેમની સત્તાને દર્શાવવાનો પ્રસંગ હતો બાળવર્ગ રમ્ય નાટક અને અપ્સરા ને પરી સરખી બે સુંદરીઓ નીરખવાને ઉત્સુક બન્યો હતો

આખરે તે પ્રસંગ આવ્યો તેની શરૂઆત પણ થઈ દમિતારી દિગ્મૂઢ બન્યો, રાજવર્ગ આભો બન્યો, પ્રજા વર્ગ શરમ મૂકી તાકી રહ્યો નર્તકીઓના સંગીતરસમા સર્વ ડૂબવા લાગ્યા, નૃત્યમા તાલ આપવા લાગ્યા, નાટકની પ્રશંસા કરવા લાગ્યા. નર્તકીઓએ પોતાની સર્વશ્રેષ્ઠ કલા ત્યા ઠાલવી નાખી અને રાજનગરને નારદે કહેલા તેમના વખાણ ઓછા અને અધુરાં લાગ્યાં

નૃપતિનો આશય સિદ્ધ થયો પોતાને માટે આવી સર્વશ્રેષ્ઠ

કલા ન્હોંતરનાર નૃપતિ ઉપર પ્રજા મુગ્ધ થઇ રહી હતી. હવે તેને બીજો જ પન્થ સુઝયો. માનવભૂમિની સર્વશ્રેષ્ઠ નર્તકીઓ–દ્વારા નૃત્ય–સંગીતની સર્વોત્તમ કલાને પોતાની પુત્રી કનકશ્રીમાં વિકસીત કરવાનો તેણે નિશ્ચય કર્યો. તે નિશ્ચય તેણે નર્તકીઓ અને કનકશ્રીને કહી સંભળાવ્યો. નર્તકીઓએ અનુમતિ દર્શાવીઃ કનકશ્રીએ હર્ષ દાખવ્યો.

કનકશ્રી એ વૈતાઢયગિરિના અર્ધચક્રી નૃપતિની એકની એક કન્યા હતી. લાલિત્ય મઢયો તેનો દેહ બ્રહ્મભુવનમાં રતિની જેમ રાજનગરના રાજભુવનમાં શોભી ઉઠતો. તેનાં સુરમ્ય અંગે અંગમાંથી વિકસતા સૌન્દર્યનાં કિરણો ઝરતાં. નર્તકીઓનાં નૃત્ય અવલોકવાને તે ન્યાયભુવનમાં આવી નૃપતિ પાસે બેઠી હતી. નૃપતિનો તેના પર અત્યંત સ્નેહ હતો. તેણે તેને યોગ્ય નર્તકીઓદ્વારા નાટ્ય–નૃત્ય ને સંગીતકલા શીખવી હતી. તે કલાની દૃષ્ટિથી તેણે બર્બરી ને કિરાતીનાં નૃત્ય–સંગીત અવલોકયાં. તે ચમકીઃ પોતાની કલા કરતાં ઉત્કૃષ્ટ કલાની બેનમુન ભવ્યતા તે પારખી શકી, પણ તે ગર્વની પાછળ પૌરૂષી નૃત્યને સહજ કંપતા પણ તેણે અવલોકયું અને જ્યારે તેણે તે નર્તકીઓને પુરૂષો સાથે દૃષ્ટિનો સહમેળ સાધતી અને સૌન્દર્યવતી લલનાઓ પ્રત્યે વિજાતીય દૃષ્ટિનું અવલોકન ફેંકતી જોઇ, જ્યારે બેમાંની એક નર્તકીની દૃષ્ટિમાં તેણે પોતાના પ્રત્યેનો આકર્ષણ ભાવ અવલોકયો ત્યારે તે પોતાની ધારણા વિષે નિઃશંક બની; પણ તીખાં બાણ તો તેનેય વાગ્યાં હતાં અને તેથી જ જ્યારે નૃપતિએ તેની પાસે કળા–શિક્ષણની વાત કરી ત્યારે તે હર્ષથી પુલકિત થઇ.

જલસો વેરાયો ગવની સર્વોચ્ચ શ્રેણીએ ઝુલતો નૃપતિ રાજમંદિરે સિધાવ્યો નર્તકીઓની પ્રશસા કરતી માનવમેદની નિજ-નિજને સ્થાને ગઇ તેમના સ્નેહનુ સિચન ઇચ્છતી કનકશ્રી નિજ આવાસમા પહોચી, પણ તેનુ સર્વ ચેતન હરાઇ ગયુ નતકીઓને પોતાની-પોતાના હૃદયની કરવાની ભાવનામા તે પોતાપણુ પણ વિસરી ગઇ. પરણ્યાની પ્રથમ ગતે ત્યજાયેલી બાલિકા શી તે નર્તકીઓના ક્ષણુના પણ વિરહથી ઝુરવા લાગી

બીજે દિવસે કલા-શિક્ષણ શરૂ થયુ નૃત્ય ને સગીતની ઝમઝટ સાથે શૃગારરસની સરિતાઓ પણ વહેવા લાગી નર્તકીઓ માનતી હતી કે તેઓ નર્તકીઓ તરીકે જ આ સરિતાઓ પ્રગટાવે છે એમ કનકશ્રી માને છે કનકશ્રી માનતી કે સ્નેહના પરમ ચિન્હનુ આ પરિણામ હતુ નર્તકીઓની અજ્ઞાનતામા આકર્ષણ વધતુ ગયુ અને જ્યારે તેમણે અનતવીર્યની પ્રશસા આદરી ત્યારે કનકશ્રી બેમાની એક નતકીને અનતવીર્ય તરીકે ભેટી પડી નર્તકીઓ શરમાઇ-લજવાઇ ગઇ અને પોતાની ભૂલ તથા કનકશ્રીની બુદ્ધિ માટે પરસ્પર વિરોધી વચનો ઉચ્ચાર્યા બને નર્તકીઓ અપરાજિત અને અનતવીર્ય તરીકે ત્યા પ્રકટ થઇ

બને વીર હતા, બધુ હતા, પ્રતિભાસપન્ન હતા, પણ ગર્વાંધ દમિતારીના નગરમા તેઓ ગુપ્તવેશે આવ્યા હતા, સત્કારના રગમા રંગાતા આવ્યા હતા, તે વેશમા તેમણે પ્રજાને મુગ્ધ કરી હતી, તે વેશમા જ તેમણે તે અર્ધચક્રીની કન્યાને મોહિત કરી હતી, હવે તે વેશ ખુલ્લો થઇ ગયો હતો.

અત્યારે તો કનકશ્રી જાણુતી હતી; પળ પછી દમિતારી જાણવાનો હતો. પોતાની સ્પર્ધા કરતાં અન્ય ભૂમિના બે રાજ-કુમારોને–રાજવીઓને તે પોતાની પ્રજાના સ્નેહ અને પુત્રીને જીતી જતા કેમ જોઇ શકે ? સૈન્યની અને પ્રજાની, પુત્રીની અને ભૂમિની અણુજાણુમાં જ તે તેમને રાજભુવનમાં જ ગુંગળાવી મારે તો ? ત્યારે શું કનકશ્રીને લઇ છુપી રીતે નાસી જવું ? પણ તેમ કરવામાં તેમના રાજવંશને નામોશી લાગતી હતી. અન્તે બંનેએ કનકશ્રીને લઇ વિમાનમાર્ગે પ્રયાણ કરવાનો અનેતે પ્રયાણુ સમાચારથી દમિતારી ને તેના સૈન્યને અને તેની પ્રજાને જ્ઞાત કરવાનો નિશ્ચય કર્યો.

વિદ્યાના પ્રતાપથી તેમણે એક વિમાન વિકુર્વ્યું. કનકશ્રીએ પ્રથમ કંઇક આનાકાની દર્શાવી, પિતા અને પિયેરના મોહે તેને રડાવી; પણ અંનતવીર્યને ત્યજવાના કે પ્રયાણુ આદરવાના પન્થ સિવાયના બીજા માર્ગને અભાવે તે પિયેર ત્યજવાને તૈયાર થઇ.

અપરાજિતે વિમાનનું ચક્કર હાથમાં લીધું. તેને ગતિમાં આણી ભાઇ અને ભાભી સાથે તે આકાશમાર્ગે ઉડયો. વિમાનને રાજનગરની વચ્ચોવચ્ચ રાખી બુલંદ સ્વરે તે બોલ્યો: “સાંભળો આ રાજનગરનાં નૃપતિ, સૈન્ય ને પ્રજાજનો ! શુભાનગરીના અપરાજિત ને અનંતવીર્ય નામે અમે બે કુમારો છીએ. ગર્વીષ્ઠ દમિતારીએ સત્તાપ્રતાપે ન્હોતરેલી બે નર્તકીઓના વેશથી અમે રાજનગરના રાજા, પ્રજા અને સૈન્યને ઓળખ્યાં છે, તે વેશમાં જ અમે રાજનગરની પ્રજાને મુગ્ધ કરી છે અને અત્યારે નૃપતિની મોહવશ કન્યા કનકશ્રીનું હરણુ કરી શુભાનગરીએ

જઈએ છીએ વિરોધીઓને અમે યુદ્ધનું આહ્વાન કરીએ છીએ શકિત હોય તે ચા યા આવો ” સંદેશ પૂર્ણ થતા તેણે વિમાનને મારી મૂકયુ

દમિતારી અને મંત્રીમંડળ, સૈન્ય ને પ્રજાવર્ગ સર્વેએ અપરાજિતનો સંદેશ અને આહ્વાન સાભળ્યા અને સર્વ ક્રોધથી તપ્ત થઇ રહ્યા દમિતારીના દેહના તંતુએ તંતુમા વીજ અને અગ્નિનો ચમકારા જાગ્યો મંત્રીવર્ગ ક્ષુબ્ધ થઇ રહ્યો. સૈન્ય બેબાકળુ બન્યુ પ્રજાએ આ કાર્ય પ્રત્યે તટસ્થભાવ દર્શાવ્યો

અર્ધચક્રીએ સૈન્યને એકત્ર કર્યું ને ક્રોધથી ધુંધવાતો તે રાજકુમારોની પાછળ પડયો રાજકુમારો વિમાનની ત્વરીત ગતિમા પણ સામનાની તૈયારી કરી રહ્યા હતા તેમણે દમિતારીને જોયો અને વિમાનનુ મો ફેરવ્યુ બંને વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યુ એક બાજુ વૈતાઢયગિરિનો નૃપતિ તેના સર્વ સૈન્ય સમેત સજ્જ થઇ ઉભો હતો, બીજી બાજુ બે યુવાન રાજકુમારો હતા પણ રાજકુમારોની દૃષ્ટિમા દિવ્યતાભર્યું તેજ હતુ, બુદ્ધિનુ પ્રાધાન્ય હતુ, મદભર્યું રૂધીર હતુ; દમિતારી મહાન્ નૃપતિ હતો, બળવાન યોદ્ધો હતો, વિપુલ સૈન્યનો સ્વામી હતો પણ તે સર્વની પાછળ છુપાયેલ તેના વૃદ્ધત્વ અને ક્રોધ, પુત્રીની કૃતઘ્નતા, સ્વદેહરક્ષણવાદી સૈન્ય અને તટસ્થ પ્રજા તેની તે શક્તિને કોતરી ખાતા અનંતવીર્યને હાથે તે બિચારો માર્યો ગયો, સૈન્ય નાઠુ, પ્રજાએ તેના પુત્રને રાજગાદી સોંપી

× × × ×

પ્રકૃતિની મોહક લીલાથી ગાજી રહેલું રમ્ય વન હતું. તે વનના એક શાંત આશ્રમને અઢેલીને એક મુનિરાજ ઉભા હતા. તેમની દૃષ્ટિમાં ઉંડાણુ હતું, દિવ્યતાભર્યું તેજ હતું, મુખ પર જ્ઞાનનો ઝળહુળાટ હતો. તેમનાં અંગેઅંગ તપની તેજસ્વિતાથી ઓપી રહ્યાં હતાં. અત્યારે કોઈ વૃદ્ધ, આત્માવિલીન સૃષ્ટિનાં તત્ત્વોને નિહાળી નિહાળી આર્દ્રરસ ઘોળી રહ્યો હોય તેવી સ્થિતિનો તેમની દૃષ્ટિમાં કંઇક આભાસ લાગતો.

અપરાજિત અને અનંતવીર્યનું વિમાન તે મુનિના આશ્રમ પાસે આવી અટક્યું. રાજકુમારોએ નીચે દૃષ્ટિ નાંખી અને ત્યાં એક મુનિરાજને ઉભેલા જોઈ તેમણે વિમાનને નીચે ઉતાર્યું. કનકશ્રી સાથે પગે ચાલતા તેઓ મુનિરાજ પાસે આવ્યા અને તેમને વંદન કર્યું. યોગી–મુનિએ તેમની પર સ્મિતભરી દૃષ્ટિ ફેંકી.

કનકશ્રી મુનિરાજના મુખ પ્રત્યે તાકી જ રહી હતી. તેમને જોતાં તેના હૃદયમાં કૌટુમ્બિક માનવી પ્રત્યેની સ્નેહની લાગણીઓ સ્ફુરતી હતી. યોગીરાજને:તેણે કારણુ પૂછ્યું. યોગીએ તેમને એક કથા કહી સંભળાવી:

"એક સ્ત્રી હતી. તપથી શરીરને ક્ષીણ કરતી, જ્ઞાનથી આત્માને દીપાવતી, સેવાથી નિઃસ્વાર્થમયતા સાધતી તે ચારિત્રને સુવર્ણ રસથી સિંચતી હતી. તે આ સર્વ કરતી, પણ તે યોગની પાછળ તેને તેના ફળનો સંદેહ રહેતો અને તે સંદેહાત્મક ભાવનામાં તે યોગના આત્માને વિસરી ગઇ. તે યોગ કરતાં તે યોગનું ફળ તેનો આદર્શ થઇ રહ્યો. તેને ફળ મળ્યું, તેનો આદર્શ સિદ્ધ થયો, પણ ફળનો આત્મા મરી ગયો. જેઓથી

તે મહાન્ થઇ તેઓનો તેને ભાવિભાવમા વિયોગ થયો કનકશ્રી તેનુ નામ અને પિતા દમિતારી ભાઇ–ભાડુ વિગેરેનો તેને વિયોગ થયો." મુનિએ વધુમા જણાવ્યુ કે તે પોતે કનકશ્રીના પૂર્વાવસ્થાનાં દાદા અને દમિતારીના પિતા કીર્તિધર હતા

કનકશ્રીએ સ્નેહાશ્રુ વર્ષાવ્યા. દાદાને જોતા પિતા તેને યાદ આવ્યા, અને પિતાને સભારતા ભૂતપ્રસગો તેની સમક્ષ પ્રગટી ઉઠયા. તે પ્રસગોએ તેને ડરાવી, રડાવી, વર્તમાન સૃષ્ટિ પ્રત્યે વિરક્ત બનાવી અનતવીર્ય પાસે તેણે પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની આજ્ઞા માગી શુભાનગરીએ પહોચ્યા પછી તેમ કરવા દેવાની બને રાજકુમારોએ તેને રજા આપી

અનતવીર્યને હૈયે દામ ચોટયો, અપરાજિત વિરક્તિના રંગમા રગાયો, પણ કર્તવ્યના સાદમા તેણે તે વિરક્તિને દબાડી દીધી બને બાંધવો કનકશ્રી સાથે શુભાનગરીએ પહોચ્યા પ્રજાએ તેમનો સમ્રાટને યોગ્ય સત્કાર કર્યો

રાજધુરા તેમણે હાથમા લીધી. અનતવીર્ય અર્ધચક્રી બન્યો. અપરાજિત તેનો સાથી થયો બનેમા ત્રૈલોકય વિજયી સામર્થ્ય હતુ, પણ તે હવે નિરસ બન્યુ હતું. પહેલા વિજયમાં તેઓ મહાલતા પરાજયને ધુત્કારતા, સૌન્દર્યને સત્કારતા, હવે સર્વ પ્રત્યે તટસ્થ થઇ રહ્યા, લુખ્ખુ કર્તવ્ય જ તેમના જીવનના તતુએ તતુ સાથે વણાઇ ગયુ અને અનતવીર્ય બિચારો એ વણાટમા હોમાઇ ગયો કનકશ્રીએ સ્વયંપ્રભ પ્રભુ પાસે દીક્ષા લીધી

અપરાજિત ચેત્યો. રાજ્યની જવાબદારી તેને હતી.

અનંતવીર્ય અને કનકશ્રી જતાં કુટુંબની જવાબદારી તેને શિર આવી પડી. માનવી જો જવાબદારીઓની ઇચ્છા જ કરતો હોય, તો તેઓ તેને મૃત્યુની અંતીમ પળ સુધી પણ છોડતી નથી.તો પછી જીવનશાંતિનો સમય ક્યારે? તે સમય મેળવવા માટે તેણે તેમાંથી છટકવાનો નહિ, પણ તેને વ્યવસ્થિત રીતે સુયોગ્ય આત્મા પર ઢોળી તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઈએ.

અપરાજિતને એક પુત્ર હતો, એક પુત્રી હતી. પુત્રને તેણે નીતિ, ન્યાય, રાજકારણ વિગેરે શિખવવાને તે તે વિષયના આચાર્યો પાસે મૂક્યો. પુત્રીના સ્વયંવર અર્થે તાત્કાલિક તૈયારીઓ આદરી.

સ્વયંવર રચાયો. દેશ દેશના રાજવીઓ બળદેવની કન્યા સુમતિનો હસ્ત મેળવવાને ત્યાં આવી પહોંચ્યા. તે રાજવીઓ સાથે સ્વર્ગમાંથી એક તેજોમય વિમાન પણ આવી પહોંચ્યું. વિમાનમાંથી એક તેજથી દેદીપ્યમાન લાગતી સ્ત્રી નીચે ઉતરી. સુમતિને તેણે પૂર્વભવની સખી તરીકે તેનું કર્તવ્ય સમજાવ્યું. તે ભવની કથા સંભળાવતાં તે બોલી: “આપણ બે સખીઓ હતી. એક વિદ્યાધર આપણને હરી ગયો. તેની સ્ત્રીએ બંનેને છોડી મૂકી. ત્યાંથી છૂટેલ આપણે એક અઘોર વનમાં આવી પડી. એક યોગીએ આપણને ધર્મનો ઉપદેશ આપ્યો. આપણે તેનો પન્થ સ્વીકાર્યો. ચ્યવન કાળે ભાવિ ભવમાં એકે અન્યને સુપન્થનો ઉપદેશ આપવાનું સ્વીકારી આપણ બંનેએ અણશણપૂર્વક પ્રાણ તજ્યા. આજે પરણવા તૈયાર થયેલી તને સુપન્થનો ઉપદેશ કરવાને હું આવી પહોંચી છું.” વિમાન સાથે તે દેવી ત્યાંથી અદ્રશ્ય થઈ.

સુમતિ બેશુદ્ધ બની પૂર્વભવનાં તેને સ્મરણ અને દર્શન થયા સ્વયંવર ત્યજી આંતરિક ભવનમા તે વૈરાગ્યની મૂર્તિ બની નૃપતિઓએ તેના તે પન્થને સત્કાર્યો, અપરાજિતે હર્ષ દર્શાવ્યો પુત્રને રાજ્ય સોંપી પુત્રી સાથે તે જીવનશાંતિના પન્થે નીકળી પડયો

બિચારા બે રાજકુમારો! જગત જીતવા ઉત્સુક બન્યા અને જીતાતા તે અપ્રિય અને કડવુ લાગ્યું એક તે અપ્રિયતાના વિષસાગરમા ડૂબી ગયો, બીજાએ કડવાશથી કંટાળી જીવનશાંતિ સ્વીકારી ઉત્કૃષ્ટ શુ ? સામ્રાજ્ય કે જીવનશાંતિ ?



# પ્રગતિમાન પૌત્ર



દેવોની સભામાં ઇન્દ્રે એકી અવાજે ઉચ્ચાર્યું કે વર્તમાન માનવસૃષ્ટિમાં કુમાર વજ્રનાભ સરખો કોઇ ધર્મ કે સમ્યકૃત્વ-શીલ આત્મા નથી. દેવો આશ્ચર્ય પામ્યા અને કુમારને વંદન કરવા લાગ્યા—મન, વચન અને કાયાના સંયોગથી સ્વર્ગના પુત્રો માનવસૃષ્ટિના આત્માને ત્યાં રહ્યા રહ્યા વંદન કરવા લાગ્યા. પણ માનવસૃષ્ટિને નિર્વીર્ય અને અલ્પ માનનારા દેવો પણ ત્યાં હાજર હતા. તેમના નાયક ચિત્રચુળે તે સભામાં જ ઇન્દ્રના કથન વિષે શંકા દર્શાવી. ઇન્દ્રે તેને તેની પરીક્ષા કરવાની રજા આપી, અને જો પોતાનું કથન સાચું નીવડે તો સમસ્ત દેવ-સભાની ક્ષમા માગવાની તેને આજ્ઞા ફરમાવી. દેવ કબૂલ થયો.

ઉડતો ઉડતો તે માનવસૃષ્ટિને બારણે આવ્યો. તે સૃષ્ટિનું નિરીક્ષણ કરતાં તેને પોતાના કાર્યની સફળતા વિષે શંકા ઉપજી; પણ તે શંકાને ગર્વના ગર્તામાં ડૂબાવી દઈ, નાસ્તિકમતવાદી આચાર્યનો વેશ લઇ તે રત્નસંચયા નગરીની રાજસભામાં ગયો. નૃપતિ ક્ષેમંકર સિંહાસને વિરાજ્યા હતા, યુવરાજ વજ્રનાભ તેમની પાસેના આસને બેઠો હતો. બંનેના મુખ પર ધર્મભાવ-નાનો પ્રતાપ ઝળહળતો હતો અને સભા આખી તે પ્રતાપમાં

અ જાએલી હતી ચિત્રચુળે ત્યા આવી, નૃપતિ ને યુવરાજને વ દન કરી, પોતાના મત સાથે ચર્ચા કરનાર આસ્તિકમતવાદીની માગણી કરી નૃપતિએ વજનાભનુ નામ સૂચવ્યુ

વજનાભ ઉભો થયો તેના મુખ પર યુવરાજનુ પ્રતાપી ઓજસ્ ઓગળી જઇ ધર્મવીરનુ શાત–સૌમ્ય તેજ પથરાઈ રહ્યુ હતુ સિ હાસન ત્યજી તે સામાન્ય આસને આવ્યો અને ચિત્રચુળ પર એક વેધક દૃષ્ટિ ફેકી ચિત્રચુળ તે દૃષ્ટિમા અ જાઇ ગયો ઇન્દ્રના કથનને અન્યાથી ઠેગ્વવાનુ વિસરી જઇ તે વજનાભના વ્યક્તિત્વમા સમાઈ ગયો, પણ સભાએ સ્મિત ફરકાવ્યુ ને ગર્વ તેની સહાયે આવ્યો કૃત્રિમ શકિતનો આશ્રય લઇ તે બોલ્યો “જીવ અને અજીવ, પુણ્ય અને પાપ, તપ અને પરલોક, ઇશ્વર અને ભક્તિ–સર્વ ત્યજી દઇ માનવી જો મનગમતા વિષયોમા રચ્યો રહે તો આ સૃષ્ટિના સર્વ દુ ખો નિષ્પ્રાણ થઇ રહે પરસૃષ્ટિનુ અસ્તિત્વ તે તો મૂર્ખાઓની કલ્પનાનુ પરિણામ છે ”

બોલતા તે બોલ્યો, પણ વજનાભની દૃષ્ટિમાથી ઝરતી સતત પ્રતાપની ધારાએ તેને વીંધી નાખ્યો વજનાભે તેની પ્રત્યે કટાક્ષ વર્ષાવતુ, સ્મિતભર્યું મુખ ફેરવ્યુ અને તે બોલ્યો “ ચિત્રચુળ, પ્રત્યક્ષપ્રમાણને પરોક્ષ કે મૂર્ખાઓની કલ્પના ઠરાવવા મથવુ તેથી વધુ બેવકૂફાઇ કઇ હોઈ શકે ? તુ દેવ છે, સ્વર્ગ તારૂં નિવાસસ્થાન છે પૂર્વના કર્મયોગે તુ દેવભવ પામ્યો છે અને તે તું જાણે છે, છતા પર સૃષ્ટિ નથી, પુણ્ય નથી, પાપ નથી, જીવ નથી તેવુ મને શીખવવા આવ્યો છે ? જા, ભાઇ જા. કઇ શકા રહેતી હોય તો પૂછી લેજે ” વજનાભ નિજ આસને આવી બેઠો

યુવરાજની જ્ઞાનશક્તિ જોઈ ચિત્રચુળ દિગ્મૂઢ બની ગયો. તે શક્તિને કસોટીના રંગે રંગવાની પોતાની ભાવના માટે તે શરમાયો. વજ્રનાભની તેણે ક્ષમા માગી, નૃપતિને વંદન કર્યું. પુષ્પની વૃષ્ટિ વર્ષાવતો તે સ્વર્ગભૂમિમાં ચાલ્યો ગયો અને ઈન્દ્ર સાથે સમસ્ત દેવસભાને વજ્રનાભના જ્ઞાન અને ચારિત્ર પ્રત્યે ઉપજેલી પોતાની આશ્ચર્યચકિતતાનાં દર્શન કરાવી તે કૃતકૃત્ય થઇ રહ્યો.

× × × ×

વસંત એ પ્રકૃતિનો પ્રિય કાળ છે. રસમૂર્તિના કોડભર્યા ઉમળકાથી, કુસુમવત્ અંગુલીઓથી તે તેના સ્વામીના દેહને સુવર્ણરસથી લીંપે છે. સખી રતિને સહાયે લઈ તે તેના અંગે અંગમાં માદક અને આકર્ષક ભાવની સરિતા વહાવે છે. મિત્ર-પત્નીને સહાયથી સન્માનવાને પુષ્પધન્વા પોતાના સર્વશ્રેષ્ઠ ધનુષ્ય અને બાણ સાથે ત્યાં આવી તેના ચરણોમાં ઢળે છે. આ ચારેના સંયોગ સમીપે માનવી બિચારો અલ્પ થઇ રહે છે.

વજ્રનાભ સત્યવક્તા અને ચારિત્રનો સ્વામી હતો. તીર્થંકર ક્ષેમંકરનો તે પુત્ર અને તેજસ્વી યુવરાજ હતો, છતાં પ્રકૃતિની પ્રથમ લીલાનું ન્હોતરૂં તેને પણ સ્વીકારવું પડ્યું. પત્ની ને પરિવાર સાથે પ્રકૃતિની સુંદરતા નિહાળવાને તે વનમાં સંચર્યો.

વન ભવ્ય અને સુંદર હતું. પ્રકૃતિએ તેને મઢ્યું હતું. પત્ની સાથે યુવરાજ તેની મોહકતાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતો કરતો નંદનવનમાં ઈન્દ્રની જેમ ટહેલતો હતો. એટલામાં તેણે એક વાપિકા જોઈ અને તે મુગ્ધ બન્યો. પત્ની સાથે તે તે વાપિકામાં ઉતર્યો.

વાપિકાના જલતરંગો સાથે તે પોતાના મનસ્વી તરંગોને સરખાવવા લાગ્યો તેની સપાટી પરથી સરી જતી તેજ છાયાને તે સૌન્દર્યની લીલા માનવા લાગ્યો પણ પુષ્પધન્વાએ બાણ સજ્યું અને શું વિચારતો હતો તે તે ભૂલી ગયો વાપિકામાંથી જળની એક અંજલિ ભરી અંગુલીઓની રસ-વાટિકાદ્વારા તેણે તે ચોમેર ઉડાડી અને આકાશમાં ઉડતા તેના દેવ શત્રુને તે અંજલિના છાટા ઉડયા દેવ ઈર્ષાથી સળગી રહ્યો વાપિકા, વજનાભ ને તેની પત્ની–સર્વને એક સાથે સંકેલી લેવાને તેણે એક ગિરિ–શિખરને ઉપાડી લાવી તે વાપિકા પર ઢાંકી દીધું

પુષ્પધન્વાનો મિત્ર પરશુધન્વાનો મિત્ર બન્યો સૌન્દર્યના સ્વામીએ શક્તિની પ્રતિમા સર્જી તે પ્રતિમાનું પોતે વિરાટ સ્વરૂપ બન્યો અને તે સ્વરૂપદ્વારા દેવ–ઢાંકયા પર્વતને ઉડાડી દઈ તે દેવને તેણે પકડી પાડયો દેવે ક્ષમા ઇચ્છી. શક્તિ સાધુતાથી ઉજ્વલ બની તે દેવને તેણે જવા દીધો.

સ્વર્ગના સ્વામીએ આ સમાચાર સાંભળ્યા અને રત્ન-સંચયા નગરીના તેજસ્વી અને ચારિત્રશીલ યુવરાજ, ક્ષેમંકર તીર્થંકરના પુત્ર અને ભાવી શાંતિનાથની ક્ષમા ઇચ્છી તેમના વદનથી જીવન સાર્થક કરવાને તે તે વનમાં આવ્યો યુવરાજે શાંત, પ્રતાપી અને ક્ષમાપૂર્ણ નયનોથી તેના વદનને આવકાર આપ્યો ઈન્દ્ર કૃતકૃત્ય થઈ રહ્યો

લીલાથી મહાલતો યુવરાજ નિજ ભવનમાં ગયો, પુષ્પ-વૃષ્ટિ સર્જાવતો ઈન્દ્ર સ્વર્ગે સંચર્યો

× × × ×

ન્યાયાસનને દીપાવતો સમ્રાટ વજ્રનાભ રાજસિંહાસને વિરાજ્યો હતો. તેના પિતા ક્ષેમંકરે સંયમ સ્વીકાર્યો હતો; પુત્ર સહસ્રાયુધને તેણે યુવરાજ પદે સ્થાપ્યો હતો. પાસે જ તેનું આસન હતું.

ન્યાયનાં સૂત્રોની પરમ કથાઓનું ત્યાં વિવરણ ચાલતું હતું. વજ્રનાભ દ્રષ્ટિમાંથી પ્રતાપનાં કિરણો વર્ષાવી રહ્યો હતો. સર્વ તે કિરણોને પોતાનું અહોભાગ્ય માનતા. વિનયભરી ત્યાં શૂન્યતા હતી, સત્તા અને પ્રતાપભર્યો શબ્દનાદ હતો.

ન્યાયાસનને આશ્રયે, તે નાદને અનુસરી સહાય યાચતો એક વિદ્યાધર ત્યાં આવ્યો. તેની દૃષ્ટિમાં ક્ષીણ શક્તિ, ભયની વિહ્વળતા અને જીતાયેલ પ્રતાપનો આભાસ લાગતો. નૃપતિએ તેને જોયો, સમય અને તેનાં પાપને અવલોકયાં; છતાં સહાયનો હાથ લંબાવ્યો. તેની પાછળ જ એક પ્રતાપ, તેજ અને ક્રોધ ઝરતી શસ્ત્રસજ્જ વિદ્યાધરી અને તે વિદ્યાધરીની પાછળ એક વૃદ્ધ ત્યાં આવી લાગ્યાં.

વજ્રનાભે તે વૃદ્ધની સામે જોયું. વૃદ્ધ બોલ્યો: “ નૃપતિવર, એને અડકશો મા. પાપીઓનો તે સરદાર છે. ચારિત્રનો તેનામાં છાંટો પણ નથી. તેની પાછળ આવી, આપનો વિનય સાચવી ઉભેલી આ વિદ્યાધરી મારી પુત્રી છે. વૈતાઢયગિરિની એક ગુફામાં તે વિદ્યાની સાધના કરી રહી હતી. આ રાક્ષસે ત્યાંથી તેને અદ્ધર ઉપાડી પણ તેને ઉપાડતાંની સાથે જ વિદ્યાસાધના પૂરી થઇ, અને તેથી ચમકેલો આ રાક્ષસ ત્યાંથી નાસી ગયો. મારી પુત્રી તેની પાછળ પડી અને સમાચાર મળતાં હું

પણ ત્યા દોડી આવ્યો નાસતો નાસતો આ રાક્ષસ વિદ્યાધર અહી આવી પહોચ્યો છે અમે તેની પાછળ આવ્યા છીએ આપ હવે અમને તે નર–રાક્ષસ સોપી દઇ, વ્યભિચારીને યોગ્ય સજા કરવાની આજ્ઞા આપો ”

નૃપતિ બોલ્યો “ ભાઈ, તારી વાત સાચી છે, પણ તે વાત આ બ નેના પૂર્વ જીવન સાથે સ કળાએલી છે તેનુ સ્વરૂપ વર્ષો પહેલા નિશ્ચિત થયેલ છે, અને તે નિશ્ચિત સ્વરૂપ અસ્તિત્વમા આવતા તે પ્રત્યે ક્રોધ કે તિરસ્કાર પ્રગટાવવો તે પાપ છે. ”

સભા આશ્ચર્યચકિત બની નૃપતિની ભૂત અને ભવિષ્યભેદી વાણીમા સર્વ એક સરખા તણાવા લાગ્યા ચકિત વિદ્યાધરે પૂછ્યુ “ તે કેવી રીતે તે સમજાવશો ? ”

નૃપતિએ વાણીનો ધોધ પ્રગટાવ્યો. તે ધોધમા શબ્દનો કાળભેદી ટકાર હતો, સાધુત્વની નિખાલસતા હતી, આર્ષ દ્દષ્ટાની માનસભેદી દૃષ્ટિનો પ્રતાપ હતો, સરસ્વતીના શબ્દ–પ્રવાહનો રણુકાર હતો પ્રસ્તાવ, ન્યાય અને તત્ત્વના વક્તવ્ય પૂર્ણ થતા, વિદ્યાધર પર એક મોહક છતા પ્રતાપી દૃષ્ટિ ફેરવી, તેણે એક કથા આરભી

“સુવર્ણપુરમા એક સોદાગર રહેતો તેને એક સ્વરૂપવાન પત્ની હતી સૌન્દર્યમા તે રતિને શરમાવતી, ભવ્યતા ને પ્રતાપમા લક્ષ્મીજી લાજતા, વિદ્યામા સરસ્વતી મ્હો છુપાવતી, ગુણમા ગુણિકા લાજી મરતી નગરના રાજકુમારે તેને જોઇ અને કામજ્વાળાએ તેને સળગાવી મૂક્યો. સત્તાના પ્રતાપથી તેને

તે ઉપાડી ગયો. ગુણિકાની સર્વશ્રેષ્ઠ સખી સરીખી તે તેની સાથે આનંદથી મહાલવા લાગી. સોદાગર ગાંડા બન્યો, દ્વૈપી બન્યો, બાવો બન્યો. તેણે ક્રોધમય તપશ્ચર્યા આદરી અને મરણાન્તે અણુશણુપૂર્વક આર્ત્તધ્યાન ધ્યાવતો તે આ ભવે આ વિદ્યાધર બન્યો. તારી પુત્રી તે તેની પૂર્વભવની પત્ની છે. પૂર્વના સંસ્કાર યોગે તેના પર આ ભવે કામવશ બન્યો પણ પૂર્વજીવનની આ કથા સાંભળતાં તેનો તે કામ બળી જશે, તે વૈરાગ્યથી ઓતપ્રોત થશે, તારી પુત્રી શાંતિ ને વિરક્તિ અપનાવશે."

નૃપતિ અટકયો, પ્રજા મુગ્ધ બની, વિદ્યાધર સમુદાય તેનાં ચરણોમાં ઢળ્યો. નૃપતિએ તેમને અહિંસા ને શાંતિનો પરમ ઉપદેશ આપ્યો. પ્રજાવર્ગનો તે નૃપતિ સાથે ધર્મપિતા બન્યો.

નૃપતિત્વ અને ધર્મપિતૃત્વના સંગમ કરતાં રાષ્ટ્ર માટે બીજો કયો વધુ હર્ષદાયક પ્રસંગ હોઇ શકે ?

× × × ×

વજ્રનાભના યુવરાજ સહસ્રાયુધને એક પુત્ર હતો. કનકશક્તિ તેનું નામ. સુવર્ણ સરખી શક્તિઓનો તે પિતા હતો, કનકમાળાનો તે પતિ હતો.

તે દેવ સરીખો હતો, કનકમાળા લક્ષ્મીનો અવતાર લેખાતી. તે ચારિત્રનો સ્વામી હતો, કનકમાળા સતીઓમાં શિરોમણી હતી. રામ–સીતા સરીખો બંનેનો સ્નેહ–સંબંધ હતો.

વસંતસેના કનકમાળાની પ્રિય સખી અને રત્નપુરની રાજકુમારી. માનસ, દૃષ્ટિ, ચારિત્ર ને ભાવનાની તે શ્રેષ્ઠ પરીક્ષક હતી. તે શક્તિના યોગે રાજકુમાર અને સખી વચ્ચે સ્નેહ-

સબંધને તેણે પારખ્યો કનકશક્તિની નારી પ્રત્યેની લાગણીઓ પર તે મુગ્ધ થઇ રહી પોતાને પત્ની તરીકે સ્વીકારવાની તેણે કનકશકિત પાસે યાચના કરી કનકમાળાની અનુમતિથી તેણે તે યાચના સ્વીકારી

પણ તે સ્વીકારે તે પહેલા તેના જીવનને પલટો આપ્યો. વસતસેના પર મુગ્ધ થયેલા એક રાજકુમારે કનકશકિત સામે શત્રુતા આદરી તે શત્રુતા અને તેના ઉત્પાદકને ભેદી નાખવાની કનકશક્તિમા શકિત હતી, પણ તે શત્રુતાના પરિણામે ઉપજેલી ભાવના અને વિચારસૃષ્ટિએ તેને તે પ્રત્યેથી ખેચી લીધો ક્ષણજીવી સૌન્દર્ય અને સત્તા અર્થેની આવી વિનાશક દ્વેષમય પ્રવૃત્તિઓએ તેને રાજકુમારમાથી સેવાશીલ યુવક સર્જ્યો કનકશકિતને કઇ પણ કરવાને અશકત વસતસેનાનો સ્નેહી ઘોર તપસ્વી બન્યો

પણ તપશ્ચર્યા એ તો વિકારોના વિનાશ અર્થેનો નીતિપન્થ છે, દેહક્ષીણતાનો ધર્મમાર્ગ છે, જીવનશુદ્ધિ અર્થેનો મહામૂલો રસ્તો છે તે તપશ્ચર્યાની પાછળ ઘોર નિમિત્ત કે મનસ્વી ફળની આશા ન હોય, પણ તેથી ઉપજતા કોઈ પણ પરિણામને ભોગવવાની રમ્ય તમન્ના હોય તપશ્ચર્યા શુદ્ધ આદર્શ હોય, પણ તેને આદર્શનુ નિમિત્ત ન બનાવાય અને જ્યારે તેને આદર્શનુ નિમિત્ત બનાવાય છે, ઘોર નિમિત્તથી તેનો સ્વીકાર થાય છે કે મનસ્વી ફળની આશાથી તે ખરડાય છે ત્યારે તે તપશ્ચર્યા મટી સાધન બને છે, અને સાધન એ તો તપશ્ચર્યાનુ કોઇ પણ જાતનુ શુદ્ધ સ્વરૂપ નહિ પણ મન અને આત્મઘાતી શસ્ત્ર છે

દ્વેષી રાજકુમારે તે શસ્ત્ર સ્વીકાર્યું અને કનકશકિત પરનું વૈર વાળવાને શકિતભૂત વિદ્યાઓને તેને નિમિત્ત બનાવવાના પ્રયાસો આદર્યા. કનકશકિતએ આ જાણ્યું, પણ તે તો કોઇ પણ જાતના મનસ્વી પરિણામ વિનાની શુદ્ધ સેવાને પન્થે પળ્યો હતો અને તે સેવાના અણકલ્પ્યા પરિણામે જ તેના વૈરીના હાથ હેઠા પાડયા.

સેવાના મહાવ્રતની સિદ્ધિ અર્થે કનકશકિત વનમાં વિચરી રહ્યો હતો. વન રળીયામણું, ભવ્ય અને સાધનસંપન્ન હતું. રાજકુમાર તેના એક કુવાને કાંઠે આવી ક્ષણભર શાંતિ અર્થે ત્યાં બેઠો પણ તેની શાંતિમાં વિઘ્ન પડયું. પાસેના જળકુંડમાંથી પ્રાણીની ડુબકીઓનો અવાજ આવતો તેણે સાંભળ્યો, અને તે તે પ્રતિ વળ્યો. કુંડ ઉંડો અને વિશાળ હતો, સ્વચ્છ પાણીથી તે ભરેલો હતો અને તે પાણી પર સૂર્યનાં આછાં કિરણો રમત રમી રહ્યાં હતાં. આસપાસ ઝાડની ઘટા હતી અને ઘટાથી વીંટાયેલો આ કુંડ ગોપિકાઓથી વીંટાયેલા કહાન સરીખો દેદીપ્યમાન ને ભવ્ય લાગતો, પણ રાજકુમાર તો આ સર્વ પ્રત્યે બેદરકાર હતો. તે તો તે કુંડમાં ઉંચે-નીચે જતા એક વિદ્યાધર પ્રતિ તાકી રહ્યો હતો. વિદ્યાધર ડૂબતો ન્હોતો પણ કંઇક કારણવશાત્ પાણીની સપાટીથીએ અદ્ધર આવી, પાછો પડી જતો હતો. વિરહી સુંદરી સરીખો તે દુઃખી લાગતો.

કનકશકિતએ તેને આ સ્થિતિનું કારણ પૂછ્યું. દયાર્દ્ર વિદ્યાધર બોલ્યોઃ "કુમાર!! મારી આકાશગામિની વિદ્યાના એક પદ વિસ્મરણથી હું આ સ્થિતિમાં સપડાયો છું. તે વિદ્યાના જાણકાર સિવાય મારો આમાંથી કોણ ઉદ્ધાર કરે ?"

"તે પદવિયુક્ત વિદ્યા મને ન સંભળાવી શકો ?" કુમારે પૂછ્યું

વિદ્યાધરે પળભર કુમારના મુખ પર દૃષ્ટિ ફેરવી તે મુખ પર તેને નરી નિખાલસતા અને સેવા તેમજ સહાય અર્થેના ભાવના અને લક્ષણો વાચ્યા, પણ છતા વિદ્યાધર એક માનવ પ્રાણી પાસે સહાયની શી આશા રાખી શકે ? અને અડધી વિદ્યા પણ માનવી પાસે રટી જવામા વિદ્યાધર સૃષ્ટિનું અપમાન થાય તો ? પણ બીજો પન્થ ન્હોતો મ શયની લાગણીઓ દબાવી દઇ તેણે ઉત્તર આપ્યો· "ઘણી જ ખુશીથી."

સ્મરણશકય વિદ્યાની કડિકાઓ તે બોલતો ગયો, અને કુમાર તે સાભળતો ગયો તે પૂર્ણ થતા કુમારે પૂરીથી કડિકાઓને મનનની કસોટીએ ચડાવી, અને તેને લાગ્યું કે એક કડિકામા કંઇક સ્ખલન થતુ હતુ. તે સ્ખલન તેને પોતાની શકિતને શકય સુધારા યોગ્ય લાગ્યુ સરસ્વતી અને સંસ્કૃત ગિગનુ શ્રવણ કરી તે સ્ખલનની જગ્યાના બે-પાચ નવા પદ બનાવી ગયો તેમાંનુ એક પદ સાભળતાં વિદ્યાધર નાચી ઉઠયો પદ સાચું હતુ, તેની વિદ્યા પૂર્ણ થઇ હતી કુમારને તેણે વદન કર્યું અને આકાશગામિની સાથે બીજી સાત વિદ્યાઓની તેને બક્ષીસ કરી તે સ્વસ્થાને ચાલ્યો ગયો. પરિણામની આશા વિનાની સેવાનુ ધાર્યા કરતાએ શુભ પરિણામ ઉપજ્યું

ઘોર તપસ્વીએ જ્યારે આ સમાચાર સાભળ્યા ત્યારે આ ભવે વેર વાળવુ અશક્ય માની પરભવે વેર વાળવાના નિયાણા સાથે તે તપશ્ચર્યાપૂર્વક પ્રાણ ત્યજી ગયો.

× × × ×

શક્તિવન્તોની મરણાન્ત ઇચ્છા સામાન્ય રીતે હંમેશાં સફળ થાય છે–પછી ભલે તે શક્તિ કુમાર્ગે પણ વપરાઇ હોય. તેમની તે ઇચ્છા કે ભાવનાની સિદ્ધિ અર્થે તેમનામાં કોઇ પણ પ્રકારની શક્તિનું અસ્તિત્વ–તેટલું જ કારણ બસ છે અને સાચા શક્તિવન્તો પોતાના ક્ષેત્રથી પર એવી વસ્તુની કોઇ પણ પરિસ્થિતિમાં ઇચ્છા કરતા પણ નથી. એક અઠંગ ઉઠાવગીર મરણાન્તે કોઇ પણ કાળે સ્વર્ગની અપેક્ષા રાખશે નહિ કે એક સાચો સાધુ રાજત્વની ભાવના ભાવશે નહિ. તેઓ ક્ષેત્રથી પર એવી વસ્તુની તે સમયે ઇચ્છા કરશે જ્યારે તે ક્ષેત્રને ત્યજી દઇ તેમણે જીવનપલટો સ્વીકારી લીધો હોય. એદીની માફક ખાટલામાં પડ્યા પડ્યા ઇન્દ્રાસનની ઇચ્છા રાખનારાઓ તો શક્તિહીણ માનવ પ્રાણીઓ જ કહી શકાય. કોઇ પણ ક્ષેત્રમાં શક્તિનો પરચો બતાવી જનાર તો સાચો માનવી જ હોય.

વંસતસેનાનો સ્નેહી આવા શક્તિવન્તોમાંનો એક હતો. કનકશક્તિ સામે તેણે શત્રુતા આદરી અને તે શત્રુતાનું સિદ્ધિદાયક પરિણામ અશક્ય બનતાં ભાવિ ભવમાં શુભ પરિણામની આશા સાથે તેણે મૃત્યુને વ્હોર્યું. અયોગ્ય છતાં આદર્શ–તેને માટે મૃત્યુને વ્હોરનારની ઇચ્છા સાવ નિષ્ફળ કેમ જાય ? કનકશક્તિ પર વૈર વાળી શકે તેવો તેને વ્યંતરોના સરદારનો અવતાર મળ્યો.

પણ કનકશક્તિ તેનાથી આગળ વધી ગયો હતો. જે ક્ષેત્રમાં વસંતસેનાના સ્નેહીએ સફળતા મેળવી હતી, તેથી યે ઉત્કૃષ્ટ ક્ષેત્રમાં કનકશક્તિ તેનાથીયે વધુ પ્રમાણની સફળતા

મેળવી ચૂકયો હતો વૃત્તિઓને તેણે કાબૂમા લીધી હતી મોહમાયાના પાશને તોડી નાખ્યો હતો ભાવી તીર્થંકર ને વર્તમાન ચક્રવર્તીનો તે ન્હાનકડો પૌત્ર અને યુવરાજનો વ્હાલો પુત્ર હતો છતા તે બન્ને કરતા તે પ્રગતિમાન બન્યો હતો ચક્રવર્તી અને યુવરાજના છેવટના જે ક્ષેત્ર અને આદર્શ હતા તે ક્ષેત્ર ને આદર્શની સિદ્ધિમા તે તે બન્નેના કરતા ખુબ જ આગળ નીકળી ગયો હતો

વૈરાગ્યના કઇંક અશથી રગાઇ ભાવી રાજપદને ત્યજી દઇ તેણે સેવાનો મહાવિકટ પન્થ સ્વીકાર્યો હતો સામાન્ય માણુસોને તે પન્થ સ્હેલો ન હોય, પિતા અને પ્રપિતાના ગગનચુબી પ્રાસાદો અને રાજભુવનથી દૂર અરણ્યમા એક ન્હાકડી મઢુલીમા વસવુ સામાન્ય રાજકુમારને શકય ન હોય તે માટે તો શકિતવન્ત આત્માનો પરમ નાદ જોઇએ કનકશક્તિમા આ સર્વ હતુ અથવા તો પરિસ્થિતિએ તેનામા તે સર્જાવ્યુ હતુ કે વસતસેનાનો સ્નેહી તે માટે નિમિત્ત બન્યો હતો, પણ પરિસ્થિતિ પણ પ્રાણવાન આત્માઓને જ ચીમકી ભરી શકે છે

સેવાના પન્થમાથી તેને વિદ્યાઓ જડી આવી ને તે વિદ્યાઓદ્વારા પોતાના સર્વશ્રેષ્ઠ આદર્શની સિદ્ધિ અર્થે તેણે પ્રયાસો આદર્યો સેવાનુ નિમિત્ત શ્રેષ્ઠ હતુ, સેવાનો ધર્મ શ્રેષ્ઠ હતો, વિદ્યાઓનુ નિમિત્ત સેવા શ્રેષ્ઠ હતી ત્રણે ઉત્તરોત્તર મળી આવ્યા હતા હવે તે સર્વથી યે પરમ શ્રેષ્ઠ પ્રવ્રજ્યાના પન્થ–નિર્વાણના પન્થ–ની સિદ્ધિ અર્થે પત્ની ને પરિવાર સાથે તે નીકળી પડયો

વિદ્યાના પરમ તેજથી દીપતો, તેમની શક્તિને અવલંબતો તે રાજપરિવાર ને પત્ની સાથે હિમવંતગિરીએ જઇ પહોંચ્યો. ગિરિ ભવ્ય અને વિશાળ હતો. પ્રકૃતિનું ક્રીડાસ્થાન હતો. માનવસૃષ્ટિના દેવોને વસવાનું મન થાય તેવો રમ્ય અને અદ્‌ભુત હતો. જ્ઞાનતેજથી દીપતા એક મુનિનો ત્યાં તે સમયે નિવાસ હતો. મુનિના પ્રભાવથી ઓપતો તે પર્વત જડત્વના વિસ્મરણ સાથે ચેતનવન્તો લાગતો.

કનકશક્તિ અને રાજપરિવારે મુનિરાજને વાંદ્યા. મુનિએ નિર્વિકારી અને તેજોમય દ્રષ્ટિથી તે વંદનનો સ્વીકાર કર્યો-તેનો ઉત્તર આપ્યો અને દેશનાની ધારા વહાવી. દેશના પૂર્ણ થતાં કુમારે પ્રવ્રજ્યા ધારણ કરવાની ઇચ્છા જાહેર કરી. તેના મુખ પર એક દ્રષ્ટિ ફેરવી મુનિએ અનુમતિ દર્શાવી અને યોગ્ય મુહૂર્ત્ત આપ્યું. કુમાર સાથે તેની બંને પત્નીઓ અને સેવક વર્ગ પણ સાધુત્વ માટે તૈયાર થયા. મુનિએ ભવિતવ્યતાને વાંચી તે સર્વને આજ્ઞા આપી.

વજ્રનાભ અને સહસ્રયુધે ઉત્સવ આદર્યા, પન્થની પ્રશંસા કરી, પણ સ્વીકારવાની અશક્તિથી શરમાઇને લજવાઈ ગયા. કેવળી તેમની તે લજ્જાને પારખીને બોલ્યાઃ "શરમાઓ મા. જે યોગ આજે કનકશક્તિને સ્પર્શે છે તેની પત્નીઓને સ્પર્શે છે, પરિવારને સ્પર્શે છે, તે જ યોગને તમે કાળના અંતરે શોધતા આવશો. કુમાર આજે સાધુ બને છે, કાલે કેવળી બનશે. તમે કાલે સાધુ બનશો, સમયે તીર્થંકર બનશો. દિશા અને કાળ, કર્મ અને સત્તા–સર્વને કુદરત પણ આધીન

રહે છે, ત્યારે માનવી બિચારાનો ત્યા હિસાબ શો ? શુભ ભાવના ભાવવી, શુભ કર્મ માટે તત્પર રહેવુ તે જ તેમનો પન્થ છે ”

નવદીક્ષિતોએ વદન કર્યું, ચક્રી અને યુવરાજ જોઇ રહ્યા, જનસમુદાય ચકિત બન્યો સયમના અસ્વીકાર માટે શરમાનારને તે શરમમાથી મુક્ત કરનાર સાધુની, દિગ્કાળને અનુસરવાનો ઉપદેશ આપનાર મુનિની તેમણે મુક્ત કઠે પ્રશસા આદરી. તેમને વાદીને તેમના ચરણસ્પર્શથી પાવન થઇને સર્વ વીખરાઇ ગયા નવદીક્ષિત સાધુઓ સાથે કેવળી અન્યત્ર વિહાર કરી ગયા, સાધ્વીઓને તેમણે તેમના ગુરૂશ્રીને સ્થાને મોકલી

નવદીક્ષિત સાધુઓ એક વર્ષ પર્યન્ત તેમના ગુરૂની–કેવળીની સાથે વિચર્યા સાધુત્વના શિક્ષણ લીધા, પણ તે શિક્ષણ તેમનો આદર્શ ન્હોતો, ગોચરી લાવવી, ક્રિયા જાળવવી, સાધુતા સાચવવી તે જ તેમનો પન્થ ન્હોતો તેઓ સામાન્ય સાધુઓ ન્હોતા, પણ આકાશમાથી વછુટેલો તારો પૃથ્વીના પેટાળમાં અદ્રશ્ય થઇ જાય, તેમ સસારમાથી છુટી કાળની સીમાઓને ઓળગી ત્યાથી અદ્રશ્ય થઈ જવાની ભાવના ભાવતા મહાન્ યોગીઓ હતા

ગુરૂની તેમણે આજ્ઞા લીધી અણશણ લેવાના ઉદ્દેશથી તેઓ તેમનાથી વિખુટા પડ્યા એક ભવ્ય ગિરિશૃગને શોધી લઇ સર્વ તેની ટોચે પહોચ્યા ,સર્વેએ નિજનિજના આસનો બાધી લીધા, અને અણુમણનુ મહાવ્રત પચ્ચખ્ખાવી એક ધ્યાને ઉભા રહ્યા. કુમાર જીવનના વેરી વ્યતરે ઉપસર્ગો આદર્યા પણ મુનિ નિરક્ષેપ, નિરપેક્ષ રહ્યા, સાથીઓ અચળ રહ્યા વ્યતર શાત

બની તેમનો સેવક થઈ રહ્યો. મુનિનું મોક્ષગમન થતાં સમાચાર જગજાહેર કરી તેણે મહાઉત્સવ ઉજવ્યો.

કનકશક્તિના—મુનિરાજના મોક્ષગમનના સમાચાર સાંભળતાં વજ્રનાભ અને સહસ્રાયુધને સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉપજ્યો. સહસ્રાયુધના ન્હાનકડા પુત્રને રાજ્ય સોંપી બંનેએ સંયમ અંગીકાર કર્યો. રાજકારણમાં જેટલા શક્તિમાન હતા તેથીએ વધુ કે તેટલા જ તેઓ સાધુત્વમાં ઉત્કૃષ્ટ હતાં. ઇન્દ્ર પણ તેમના સંયમની પ્રશંસા કરતો.

એક સમયે ઇન્દ્રની પ્રશંસાને અતિશયોક્તિથી પૂર્ણ માનતી ઇન્દ્રાણી તે બંનેની પરીક્ષા કરવાને આવી. રંભા ને રતિનાં તેણે સ્વરૂપો વિકુર્વ્યાં, ઇન્દ્રનાં સામ્રાજ્ય સર્જી તેની લાલચો આપી; પણ બંને ધ્યાનમાં નિશ્ચલ રહ્યાં. ઈન્દ્રપત્નીએ બીભત્સ ને બિહામણાં સ્વરૂપો વિકુર્વ્યાં, તે દ્વારા તેમને ડરાવવાનો પ્રયત્ન કર્યો, પણ બંને તે પ્રત્યે બેદરકાર રહ્યાં. તાંડવ યુક્ત ભયંકર ભૂતાવળો તેમને ડરાવવાને અશક્ત નીવડી. પુષ્પો વેરતી ઇન્દ્રાણી ચાલી.

આયુષ્ય પૂર્ણ થતાં તેમનો સ્વર્ગવાસ થયો, સ્વર્ગપતિએ તેને ઉત્સવથી શણગાર્યો.

બંને સાચા નૃપતિ હતા, સાચા સાધુઓ બન્યા; છતાં પુત્ર ને પૌત્રથી તો પાછળ જને ?



# શરણાગત



તે કાળે અભિમાનીઓમા રાજા સુરેન્દ્રદત્તનુ નામ પ્રથમ લેવાતુ કોઇની સાથે તેનો મેળ ન મળતો, ન તો તે કોઈની સાથે મેળ મેળવવાની ઈચ્છા કરતો રાજવી–સૃષ્ટિમા તે એકલો હતો, ને તે એકલતા તેને પ્રિય લાગતી આસપાસના સર્વ રાજાઓ તેને ધિક્કારતા, પણ કોઇ અકારણ યુદ્ધ વ્હોરી લેવાની ઇચ્છા ન કરતા નહિતર ક્યારનુ એ તેનુ રાજ્ય રાજવીઓમા વ્હેચાઇ ગયુ હોત

તેને ત્રણ પુત્રો હતા, પુત્રોને ઘેર પણ પુત્રો હતા પુત્રો તેની સાથે મેળ રાખતા, પણ હૃદયનો સ્નેહ ન રેલાવી શકતા અને તેઓ પણ તેના પુત્રો જ હતાને ! પિતાના અભિમાનનો અંશ તેમનામા ન ઉતરે તો તેઓ તેના પુત્રો જ શાના ? અન્ય સ્થાને તેમનુ તે અભિમાન પોષાય તેમ ન્હોતુ જેમ તેમ કરીને તેઓ પિતાની સાથે પડયા રહેતા, અને પોતાના મન પાસે સૃષ્ટિના શહેનશાહ હોવાનો દાવો કરતા, પણ એક સમયે તેમનુ અભિમાન ઓસરી ગયુ

પુંડરીકિણીના નૃપતિ ઘનરથના બે પુત્રો–મેઘરથ ને દૃઢરથ–સુમંદિરપુરના નૃપતિ નિહતશત્રુના ન્હોતર્યા તેમને ત્યાં જતા હતા. સુમંદિરપુરનો માર્ગ સુરેન્દ્રદત્તના નગર પાસે થઈને નીકળતો. નિહતશત્રુ રાજા આ બંને કુમારોને પોતાની સ્વરૂપવાન કન્યાઓ પરણાવવા ઇચ્છતો હતો, અને તે માટે પોતાના મુખ્ય મંત્રીને ન્હોતરૂં લઈ પુંડરીકિણી મોકલ્યો હતો. તે મંત્રી સાથે બંને બાંધવો સૈન્ય સહ સુમંદિરપુર જઈ રહ્યા હતા.

સુરેન્દ્રદત્તે આ સમાચાર સાંભળ્યા અને તે અભિમાનના આસને ચઢ્યો. જગવિખ્યાત સ્વરૂપવતી કન્યાઓને પરણવાને બે બાયલા કુમારો પોતાની નગરીમાં થઈને જાય? તો તો તેને લાંછન જ લાગે ને! વધુમાં તે કન્યાઓએ પોતાની છુપી માગણીનો તિરસ્કાર કર્યો હતો અને રાજા ઘનરથે તેના પિતાને એક વખત હરાવ્યો પણ હતો. બંને પોતાના શત્રુઓ–આમ પોતાની જ સાંકળ બનાવીને જોડાઇ જાય તે તેને કેમ પાલવે? અને તેના અભિમાનને તો તે પોષાય જ શાનું?

કુમાર મેઘરથ ઉપર તેણે પોતાના રાજ્યમાં પ્રવેશ કરવાનો મનાઇપત્ર મોકલ્યો. કુમારે તે વાંચ્યો અને તે ચમક્યો. પત્રમાં ન્યાય છે કે કેમ તે જોવાનો તેણે પ્રયત્ન કર્યો અને તેમાં તેને ચોકખું અભિમા[illegible] આવ્યું. સુરેન્દ્રદત્તની માગણીને સ્વીકારવામાં [illegible] તા લાગી. નિહત-શત્રુના મં[illegible] અને દૃઢ[illegible] લીધી. માગણીને સ્[illegible] એ ઇ [illegible] અને સૈન્યની

અનુમતિથી સૈન્યને મજજ કરી સુરેન્દ્રદત્તની નગરી પ્રતિ તે નીકળી પડચો

સુરેન્દ્રદત્તને પત્રના અનાદરના સમાચાર મળ્યા કે તે પણ તરતજ સૈન્ય સાથે સજ્જ થયો પોતાના યુવરાજ પુત્રને તેણે સેનાપતિની પદવી આપી, અને પોતે સર્વ સત્તાધિકારી અની લશ્કરમા ઘુમી રહ્યો ઈન્દ્ર જાણે પૃથ્વી જીતવાને આવતો હોય અને સુરેન્દ્રદત્ત સૃષ્ટિના સમ્રાટ તરીકે તેનુ રક્ષણ કરવાને સજ્જ થયો હોય તેવી તેની તૈયારી હતી.

મેઘરથ આવી પહોચ્યો નગરને સીમાડે બને સૈન્ય આથડયા સેનાપતિ સાથે સેનાપતિ અને સૈનિક સાથે સૈનિક—સર્વેએ જગજુના વૈરના વળતર આદર્યા હાર–જીતની જડ સોગઠી માટે ચેતનવન્તાના લોહીની નીકો ચાલી નવ સૈનિકોએ તે નીકોમા ભયંકર નૃત્ય આદર્યું ભૂતાવળો પણ આવા જલસા જમાવતી હશે કે કેમ ? તે એક પ્રશ્ન થઈ રહે તેવો સ્થાનો પ્રસગ હતો પણ આવા પ્રસગોના આયુષ્ય કેટલા ? અલ્પકાળમા નાટકીય કલાથી પ્રસગ પૂર્ણ થયો નોતરાયેલ કરતા નોતરનારને વધુ સહન કરવુ પડે તે ન્યાયે સુરેન્દ્રદત્ત લશ્કર અને પુત્રોના વિનાશ સાથે પાછો પડચો મેઘરથે રાજ્યમા પોતાની આણુ પ્રવર્તાવી સુમ દિગ્પુરનો રસ્તો લીધો

સુમ દિગ્પુરમા વિજયના સમાચાર પહોચી ચૂકયા હતા કુમારો ત્યા જઇ પહોચતા તેમનો ભાવભર્યો સત્કાર થયો સત્કારના સાગરમા તેઓ ઝીલવા લાગ્યા નૃપતિ અને પ્રજા ધનસત્તાના રવૈયાથી તે સાગરનુ મન્થન કરી રહ્યા હતા મન્થન અન્તે મળી આવનારા રત્નોના સ્વામી પણ કુમારો જ હતા.

પુરૂષાતન અને પ્રારબ્ધનો જયાં યોગ થાય ત્યાં બાકી પણ શું રહે?

યોગ્ય મુહૂર્ત્તે તેમનાં લગ્ન ઉજવાયાં. નિહતશત્રુએ મેઘરથને પોતાની પ્રિયમિત્રા અને મનોરમા તથા દૃઢરથને સુમતિ નામે કન્યાઓ પરણાવી.

બંને કુમારો તે કન્યાઓ સાથે ભોગવિલાસમાં મગ્ન બન્યા. અલ્પ સમય માટે તેઓ પુંડરીકિણી અને પિતાને પણ ભૂલી ગયા. સાથે આવેલા સેનાનાયકોએ તેમને ચીમકી ભરી અને બંને નિજ નગરે પાછા ફરવાને તૈયાર થયા. નિહતશત્રુએ તેમને ભવ્ય વિદાય આપી; કન્યાઓને યોગ્ય કરિયાવર આપ્યો.

કુમાર અને કન્યાઓએ વિદાય લીધી, કન્યાઓનાં માતા-પિતાએ આંસુ સાર્યાં પણ કન્યાઓ તો સ્વામીના સહવાસથી પિયર ત્યજી પ્રથમ જ સાસરે જતી નવવધૂઓની સ્વાભાવિક બેચેનીને વિસરી ગઇ હતી. તેમના સ્વામીઓએ તેમનાં પિયેર પ્રત્યેના પ્રેમને વિસરાવી દીધો હતો. સ્નેહને તાંતણે બાંધી તેઓ તેમને પુંડરીકિણી પ્રતિ ખેંચતા હતા.

રસ્તામાં સુરેન્દ્રદત્તનું નગર આવ્યું. મેઘરથે પોતાની સ્વાભાવિક ક્ષમા અને દયાની લાગણીઓને વશ થઇ રાજવીને તેનું રાજ્ય પાછું સોંપ્યું. સુરેન્દ્રદત્તનું અભિમાન ઓસરી ગયું અને કુમારોને રાજ્યના મહેમાન બનાવી રાજરાજેન્દ્રને યોગ્ય તેમને વિદાય આપી.

નવવધૂઓથી શોભતા બેઉ બાંધવો પુંડરીકિણીની પાસે આવી પહોંચ્યા. નૃપતિને સમાચાર મળ્યા. બંનેના સામૈયા

અને સ્વાગતની તેણે તૈયારી કરી નગરને સીમાડે આવતા બને બાંધવો માતા અને પિતાના સ્નેહમા ઝુલતા, પ્રજાની આશીષ અને વંદન સ્વીકારતા રાજમહાલયે આવી પહોચ્યા

× × × ×

"મારો કુક્કુટ તો રાજવંશી કુક્કુટ કુક્કુટ સૃષ્ટિનો તે સમ્રાટ છે, તેના તે મૂલ્ય શા? તે તો અદ્વિતીય અને અજય્ય છે પ્રતિસ્પર્ધી તો તેને મન મિથ્યા છે" હર્ષભર્યા નયનો નચાવતી ગુણિકાએ પગનો ઠમકો લઇ અભિમાનભર્યા શબ્દો ઉચ્ચાર્યા કુક્કુટે પણ સાથ પૂરાવતો હોય તેમ કલગીને ટટાર કરી મસ્તક ઉંચુ કર્યું

ગજગણી રોષથી સળગી ઉઠી, કુક્કુટ મૂલવવાના તેને વ્યાજ સાથે મૂલ્ય મૂલવવા–ભરવા પડ્યા, પણ છતા કુકડાની પ્રશંસા તો તે ન જ સાખી શકી પિયેરથી આણેલા દૈવી કુકકુટને લઇ આવવાની તેણે દાસીને આજ્ઞા આપી અને ગુણિકા સાથે તે સ્પર્ધામા ઉતરી

"અભિમાનથી તો છલકાઈ ગઇ છે પણ દ્વંદ્વયુદ્ધ માટે તારા સમ્રાટને તૈયાર કરી લે" રોષભર્યા નયનો ગુણિકા પર ફેંકતી પુણ્યકિર્તીની ગજગણી બોલી ઉઠી

"મહારાણી મારો અજય્ય કુકકુટ તૈયાર છે પણ ફોગટ રોષ શાં કરો? કોઇના જીવનના મૂલ્ય મૂલવવા જાઓ તો આપે તેનો ઉત્તરેય સાખવો જોઈએ" રોષવિદ્ધિત સ્વમાનભર્યા શબ્દો તે બોલી ને કુકકુટને સજ્જ કર્યો

રાજરાણીની દાસી કુક્કુટ લઇ આવી પહોંચી. મહારાણીએ–મનોરમાએ તેને પોતાના હાથમાં લીધો, પંપાળ્યો, ઉશ્કેર્યો ને ગુણિકાના કુક્કુટ સામે છૂટો મૂક્યો. ગુણિકાએ પણ પોતાના કુક્કુટને ઉત્તેજિત કરી તેની સામે મોકલ્યો. પોતાનો કુક્કુટ હારે તો રાજરાણીની દાસી થઇ રહેવાનું તેણે વચન આપ્યું ને જો રાણીનો કુક્કુટ હારે તો સંન્યસ્ત લઇ ગુણિકાને નિજ વૈભવ સોંપવાનો મનોરમાએ નિશ્ચય સંભળાવ્યો.

સમસ્ત રાજમહેલમાં કુક્કુટોના દ્વંદ્વયુદ્ધના અને રાણી સાથેના ગુણિકાના નિશ્ચયના સમાચાર ફરી વળ્યા. રાજા ઘનરથ ત્યાં દોડી આવ્યો. કુમાર મેઘરથ ને દઢરથ પણ આવી પહોંચ્યા. રાણી તેમજ ગુણિકાને તેમણે ઠપકો આપ્યો, પણ માતેલા સાંઢની માફક યુદ્ધે ચડેલા બે કુક્કુટોના દ્વંદ્વયુદ્ધને નિહાળવાની તમન્નાને તેઓ પણ ન રોકી શક્યા. યુદ્ધ અટકાવવાનું વિસરી જઇ નૃપતિ ન્યાયાધીશ તરીકે અને કુમારો પ્રેક્ષક તરીકે ત્યાં બેસી ગયા. કુક્કુટો સાથે સમસ્ત રાજમંડળી પણ રસે ચડી.

નૃપતિ અને યુવરાજ કુક્કુટો સામે તાકી જ રહ્યા હતા. તેમને તે પ્રાણીઓમાં કંઇક વિલક્ષણતા લાગી. ઘણા દ્વંદ્વયુદ્ધો તેમણે જોયાં હતા પણ સર્વમાં આ તો અપ્રતિમ, અદ્વિતીય અને અનેરૂં હતું. બંનેના મુખ ને મસ્તકમાંથી લોહી વહેતું હતું, પગ તૂટી ગયા હતા; છતાં ન્હોતો એકે હાર્યો કે ન્હોતો એકે જીત્યો. તાજા જ યુદ્ધે ચડ્યા હોય તેવા ભાવથી બંને એક–એકને ભ્હેરી રહ્યા હતા. સૃષ્ટિના

આદિ કાળથી વૈરની પ્યાલીઓ પી જન્મેલા બે મદોન્મત્ત હસ્તીઓ આવા રસલીન યુદ્ધે ચડે કે કેમ તે બ ને વિચારી રહ્યા ને બ નેએ તે કુકકુટોમા કઇંક નવીન દૈવી તત્ત્વ નિહાળ્યુ

પ્રેક્ષકો સ્તબ્ધ બન્યા ઘનરથના મુખની આસપાસ તેજના કિરણો ભમી રહ્યા હતા તેના નયનો અર્ધમીચેલા હતા. તે સ્થિતિમા તે બોલ્યો "પુરાણ કાળમા બે વેપારીઓ હતા લોભીઆના સરદાર ને ધુતારાઓના ગુરૂ માલના ગાડા ભરી તેઓ દૂર દેશાવર જવાને નીકળ્યા રસ્તામા એક અટવી આવી તે અટવીમા બ નેએ પરસ્પરના માલની લુ ટ આદરી, અને પાણીના અભાવે તે અટવીમા આર્ત્તધ્યાન ધ્યાવતા બ નેના પ્રાણ નીકળી ગયા પછી તો હસ્તી, સાઢ ઇત્યાદિ અવતારો તેઓ વટાવી ગયા દરેક અવતારમા તેઓ પરસ્પરને મારી મુઆ આ અવતારે તેઓ કુકકુટ રૂપે લડી રહ્યા છે " નૃપતિ શાત પડ્યો, સર્વ અવાક્ થયા, કુકકુટો નરમ પડયા

"સાચી વાત છે, પિતાજી !" અર્ધમીંચ્યા નયનો અને તેજ ઝરતા મુખે મેઘરથે અનુમોદન આપ્યુ સર્વ તેની સામે તાકી રહ્યા દેવવાણીના રણકારને રમગવતો તે બોલ્યો "આ ભવે પણ તેઓ એક-એકને મારીને જ મરત, પણ આપના જ્ઞાનતેજથી તેઓ તરી જશે હુ એક વસ્તુ વધુ જણાવુ તેઓ આ મહાયુદ્ધથી કયારનાએ મરી ચૂકયા હોત, પણ અત્યારે તેઓ વિદ્યાધરોથી અધિષ્ઠિત છે તે વિદ્યાધરો આપના પૂર્વભવના પુત્રો છે આપ તીર્થંકર છો, તેમ જ્ઞાનીના મુખથી સાભળી આપના દર્શનની તૃપા છીપા-

વવાને, કુકકુટમાં પ્રવેશ કરી તેઓ અત્રે આવ્યા છે." તે અટક્યો, મુખ પર હાથ ફેરવ્યો અને નિદ્રામાંથી તરતનો જાગેલો હોય તેમ તે સર્વની સામે તાકી રહ્યો.

નૃપતિ મેઘરથની સામે જ જોઇ રહ્યો હતો. પોતાનો પુત્ર જ્ઞાનતેજમાં પોતાના સરીખો જ છે, તે જોઇ તેને હર્ષ ઉપજ્યો. શાંત થયેલા કુકકુટો બંનેના ચરણમાં ઢળ્યા. વિદ્યાધર સ્વરૂપે તેઓ બોલ્યાઃ "યુવરાજની વાત સાચી છે." અને તરત અદ્રશ્ય થઈ ગયા. વિદ્યાધરો જતાં ધર્મધ્યાન ધ્યાવતા કુકકુટો અણશણપૂર્વક ગતપ્રાણ બન્યા. નૃપતિએ બંનેનાં શબને અગ્નિસંસ્કાર કરવાની આજ્ઞા આપી. શરત શરતને ઠેકાણે રહી ને કુતુહલ ને વીરરસના દર્શનાર્થે એકત્ર થયેલ મંડળી અધ્યાત્મ રસથી ઓતપ્રોત થઇ પાછી ફરી.

× × × ×

ઉપકારનો બદલો ઉપકારથી જ વાળવો તે સૂત્ર માનવી સિવાય સર્વ પ્રાણીઓને સ્વીકાર્ય અને માન્ય છે. તે પ્રાણીઓ માનવીની માફક માન્ય સૂત્રોને માન્યતામાં જ નથી ગોંધી મૂકતા; પણ કર્તવ્યના ક્ષેત્રમાં લાવી મૂકે છે.:માનવીને પ્રાણીઓનો આ પન્થ મહાદુર્ગુણ લાગે છે, કારણ કે તેને જે અશકય ને અસ્વીકાર્ય તે તેના માનવા પ્રમાણે સર્વવ્યાપી દુર્ગુણ જ હોય.

ભૂતયોનીના બે નાયકો આ સૂત્રને સાર્થક કરવાની તૈયારી કરતા હતા. જગબારણે ઘુમી ઘુમી તેમણે જાણ્યું હતું કે પૂર્વભવે તેઓ પરસ્પર વૈરી બે કુકકુટ હતા, દ્વંદ્વ-

યુદ્ધમા પરસ્પરને મારી તેઓ મરતા હતા, પણ પુંડરીકિણીના નૃપતિ ઘનરથ ને યુવરાજ મેઘરથે તેમને ધર્મ સભળાવી અણુશણપૂર્વક પ્રાણ ત્યજવાની સલાહ આપી, અને પરિણામે નરકના દુ ખભર્યા સાગરો છોડી તેઓ સમૃદ્ધિવન્તા ભૂતનાયકો થયા હતા ઘનરથ તો અત્યારે પ્રવ્રજ્યા લઈ, કેવળજ્ઞાન પામી તીર્થંકરપણે વિચરી રહ્યા હતા. પોતાની સમૃદ્ધિથી તેવા મહાત્માનો ઉપકારનો બદલો વાળવા જવુ તે હાસ્યાસ્પદ હતુ. મેઘરથ નૃપતિ પાસે જવાનો તેમણે નિશ્ચય કર્યો

ભૂતસંઘની સહાયથી તેમણે એક દિવ્ય વિમાન વિકુર્વ્યું, અને તે લઇ તેઓ પુંડરીકિણી જઇ પહોચ્યા નૃપતિ મેઘરથ પાસે જઈ તેમણે પોતાની ઓળખ આપી, અને તેમની સેવા કરવાની તત્પરતા દર્શાવી નૃપતિએ તેમની સેવાનો સ્વીકાર કર્યો, પણ તેની કોઇ પણ સ્વરૂપમા જરૂર ન હોવાથી તેમને જવાની રજા આપી નાયકો પાછળ પડયા અને નૃપતિએ છેવટે તેમની સાથે વિમાનમા બેસી સમસ્ત પૃથ્વીનુ અવલોકન કરવાની માગણીનો સ્વીકાર કર્યો નાયકો હર્ષથી નાચવા લાગ્યા

વિમાનને તેમણે સજ્જ કર્યું, સ્વર્ગના સમ્રાટને શોભે તેવા ઉપકરણોથી તેને શણગાર્યું સહાયક ભૂતસઘ આવી પહોચતા ત્યા નૃત્ય ને સગીતની ત્રમજટ જામી રહી નાયકોએ નૃપતિને પ્રેમની પ્રતિમાને મસ્તકે મૂકી ચૂમે તેમ અધ્ધર ઝીલી લઈ તે વિમાનમા બેસાડ્યો ને પોતે સેવક તરીકે

આસપાસ ઉભા રહ્યા. વિમાન ઉડયું. નાચતો ભૂતસંઘ પણ સમ્રાટના વાહન પાછળ સૈનિકો દોડે તેમ દોડ્યો.

તીરની માફક દોડતું વિમાન અલ્પ કાળમાં અનેક સ્થળો વટાવી ગયું. નાયકોએ નૃપતિને તે તે સ્થળોની ઐતિહાસિક, ભૌગોલિક, રાજકીય અને ધાર્મિક અગત્યતા જણાવી, તેનાં આબેહુબ વર્ણન કરી તે વિષેની શક્ય માહિતી પૂરી પાડી. આસપાસ ભૂતસંઘનું નૃત્ય ને સંગીત તો ચાલતું જ હતું. નૃપતિ સર્વમાં લીન થયો. હૃદયમાં તેણે ડૂબકી મારી ને માનવી મોટો કે ભૂત તેના વિચાર-વમળમાં ગુંથાયો.

પણ તેની તે વિચારમાળા તરત અટકી ગઈ. એક પરમ અદ્ભુત સ્થાન આવતાં નાયકોએ વિમાનને ત્યાં થોભાવ્યું હતું. નૃપતિએ પોતાના વિમાનની ઉપર જ એક બીજા વિમાનને પણ પૂરજીઆતપણે સ્થંભી ગયેલું જોયું.

તે વિમાનમાંથી ઉતરેલો એક માનવ વિદ્યાધર તેની પાસે આવ્યો. નૃપતિએ તેનો સત્કાર કર્યો, પણ આગંતુકે તો આંખોમાંથી અગ્નિ વરસાવવા માંડ્યો. મેઘરથના જ્ઞાનતેજમાં ભૂતનાયકો તે આગંતુકને જોઈ શકતા ન્હોતા. નૃપતિ તેઓ તેને જુએ તેમ ઇચ્છતો ન્હોતો, નહિતર કયારનોએ તેમણે તેને પૂરો કરી નાખ્યો હોત. પોતાને અજય્ય માનતો, આંખોમાંથી અગ્નિ વર્ષાવતો, મુખ પર કૃત્રિમ પ્રતાપનાં કિરણો આણવા મથતો તે બોલ્યોઃ “કોણ છે તું ? અને શા માટે મારા વિમાનને અહીં અટકાવી રાખે છે ?”

મેઘરથે શાંતિ ધારણ કરી. નયનોમાં શાંત, નિશ્ચલ પ્રતાપ

આણી તે બોલ્યો "મે આપના વિમાનને અટકાવ્યુ નથી અટકે તે માટે હુ જવાબદાર નથી જ્ઞાનતેજના કિરણો તો પાતાળથી સ્વર્ગ પર્યન્ત પહોચે છે બાકી હું ,આપ પૂર્વભવે જે યોગી પાસેથી ઉપદેશ પામી ઉત્કૃષ્ટ બન્યા તે યોગી અને આ ભવે પુડરીકિણીનો નૃપતિ મેઘરથ છુ આપ તો પુડરીકિણીની પાસેની જમીનના જાગીરદાર છો તે જ ને ?"

"હા, હા, તે જ તેનુ તારે કઇ કામ છે ? પૂર્વભવના ઉપકારને સ્મરાવી આ ભવે કઇ ખાટી જવા માગે છે ? હુ ભોળો કે બેવકુફ નથી ભલે મારૂ વિમાન બેએક ઘડી અટકેલુ રહે મને તેની પરવા નથી" મનમા ઘવાયેલો છતા મુખ પર અભિમાન ને ક્રોધને પ્રગટાવતો તે ચાલ્યો ગયો

નૃપતિએ પળભર તેની પાછળ જ તાકયા કર્યુ અને પછી તે ખડખડાટ હસી પડ્યો નૃપતિને હસતો જોઇ નાયકો ચમકયા ને તેનુ કારણ પૂછ્યુ નૃપતિએ કહ્યુ "એ તો અમસ્તુ" ને પાછો તે હસ્યો માનવી કરતા ભૂત ગુણવાન હોવા વિષેની તેની શકા ટળી ગઇ હતી

તેના હાસ્યને પોતાનુ અહોભાગ્ય માનતા ભૂતોએ ફરી પર્યટન શરૂ કર્યુ નૃપતિના આનદથી નૃત્ય અને સગીતમા અભીપ્સ પૂરાયો અને જ્યારે તે પર્યટન પૂરૂ થયુ, ભૂતમઘ વેરાયો, કૃતકૃત્ય થતા ભૂતનાયકો સ્વસ્થાને ગયા ત્યારે માનવસૃષ્ટિનો મહારથી અને નૃપતિ પાછો વિચારવમળમા ગોથા ખાતો હતો "શુ માનવી ન સુધરી શકે ? હુ જરૂર તેને સુધારીશ" ને તેના મુખ પર લોકસેવકનુ મદ હાસ્ય. શાત તેજ ને પરોપકારનુ પરમ વાતાવરણ છવાયુ

× × × ×

મેઘરથનું વ્યક્તિત્વ અપ્રતિમ હતું. શૌર્યમાં તે સેના-પતિ હતો, બુદ્ધિબળમાં મંત્રીઓને શરમાવતો, જ્ઞાનશક્તિમાં મુનિવરો માન મૂકતા, ધર્મનો તે અવતાર હતો, ક્ષમાનો ભંડાર હતો, દયાનો સાગર લેખાતો, સરસ્વતી તેના કંઠે વસતી, લક્ષ્મી તેના હસ્તપુટ પર નાચતી. પુરૂષોત્તમ સ્વરૂપે રહેલો જગઉદ્ધારક તે માનવી હતો.

એક સવારે ધર્મગૃહમાં પોસહ લઇ ધ્યાનમગ્ન થઇ તે બેઠો હતો. ચન્દ્ર શાં ધવલ અને ઉજ્વળ ઉપકરણો તેના શરી-રની આસપાસ પૂરપૂરી રહ્યાં હતાં. આંતરસૃષ્ટિમાં તે લીન હતો, તેના મુખ પર નિર્મળ અને શાંત તેજ છવાયું હતું, તેની દ્રષ્ટિમાંથી દયાની અમીધારા છૂટતી.

એટલામાં તરફડતો એક હોલો બારણું વટાવી તેના ઉત્સંગમાં ભરાયો. નૃપતિ ચકિત બન્યો અને હોલા પ્રતિ તેણે દ્રષ્ટિ ફેરવી. તેના શરીરે ચાંચના જખમ હતા, પાંખો વિખરાયેલી જેવી હતી, પગ મરડાઇ ગયા હતા, અંગે-અંગ-માંથી પરસેવાની ધાર નીતરતી. નૃપતિએ તેને હસ્તમાં લીધો, તેને શાન્ત્વન આપ્યું ને વસ્ત્રથી તેને પવન નાંખવા માંડયો.

“રાજન્ ! એ મારો શિકાર છે.” સામેથી અવાજ આવ્યો. નૃપતિએ બારણા પ્રતિ એક દ્રષ્ટિકિરણ ફેંકયું. સામે ટોડલા પર એક બાજ બેઠો હતો. તેના શબ્દોમાં કર્કશતા હતી, દ્રષ્ટિમાં ક્રૂરતા હતી, ન સમજાય તેવા તરવરાટથી તેનું આખું અંગ કંપી રહ્યું હતું; છતાં તેનામાં અક્કડતા હતી. નૃપતિ સાથે દ્રષ્ટિ મળતાં તે બોલ્યોઃ “ મહારાજ મારો શિકાર મને સોંપી દો. ”

નૃપતિ પ્રસંગ પામી ગયો બાજના વચનો સાંભળી હોલો વધુ ને વધુ થરથરવા લાગ્યો નૃપતિએ પળભર વિચાર કર્યો અને તે નિશ્ચય પર આવ્યો "પખીરાજ! તારી સત્તા નીચે હતો ત્યા સુધી તે તારો હતો મારી પાસે આવતા મારો બન્યો છે તેની મેળે અહીથી જતો રહેશે ત્યારે તે સ્વતત્ર થશે" નૃપતિએ પ્રત્યુત્તર આપ્યો હોલો ખોળામા ઉડે ભરાયો

"રાજન્! આ ન્યાય વચનો તુ કોને સભળાવે છે? 'મારે તેની તલવાર'નો ન્યાય તો તારા રાજ્યમા નથી પ્રવર્તતો ને? હુ અને મારૂ કુટુબ સાત દિવસથી ભૂખે મરીએ છીએ આજે આ સુદર શિકાર મળી આવ્યો તે શિકારને ઝુટવી લઈ, ઇશ્વરનિર્મ્યા ખોરાકને ઝુટવી લઇ તુ ન્યાય ને ધર્મ-વચનો મને સભળાવે છે?" બાજે કઠોર શાતિથી ઉત્તર આપ્યો.

"બાજ, જો આ હોલો હજુએ તને જોઇને કપે છે આવા નિર્દોષ પ્રાણીની હિસા કરી તુ શો લાભ મેળવીશ? તારૂ કુટુંબ પૂરૂં સતોષાય પણ નહિ તેટલો ખોરાકજ ને? હુ તને તેથી યે વધુ ખોરાક આપીશ, મિઠાઇ આપીશ, દેશ-દેશના અનાજો આપીશ, મારા ભડારની મૂલ્યવાનમા મૂલ્યવાન વસ્તુ હુ તારે માટે ખુલ્લી મૂકીશ, પણ આ હોલાને તુ છોડી દે આવા નિર્દોષ પ્રાણીઓની હિસા કરવાના તમને શે મન થાય છે?"

"રાજન્! દુખીના દુખની વાર્તા સુખી ના સમજી શકે તુ આ સર્વ બોલે છે કારણ કે તુ નૃપતિ છે, સત્તા તારે હાથ છે, સપત્તિનો તુ સ્વામી છે, પણ

જો તું ભૂખ્યો શિકારી હોય કે ભૂખે મરતો બાજ હોય તો તું શું બોલે તેની તને કલ્પના પણ ન આવે. જગસ્વામી બની તું બોલે તે સાથે મારે ભૂખ્યા પેટે શી રીતે સંમત થવું ?" બોલવામાં પણ તેને તમ્મર આવતા હોય કે શ્વાસ ચડી જતો હોય તેવી સ્થિતિ દર્શાવવાનો તેણે પ્રયત્ન કર્યો.

નૃપતિ તેને કળી ગયો. તેના બુદ્ધિ–સામર્થ્યથી તે ચકિત થયો. તેની સામે દ્રષ્ટિ નોંધતો તે બોલ્યો: "પણ હું તને ક્યાં ભૂખ્યા રહેવાનું કહું છું. મારા સમસ્ત ભંડારો તારે માટે ખુલ્લા છે, તેમાંથી જોઈએ તે લે, જોઈએ તે તારા કુટુંબ માટે લઈ જા; પણ આ હોલો તો હું તને નહિ જ આપું. તે કરતાં તો મારો દેહ અર્પણ કરવો મને વધુ પ્રિય લાગે." હોલાએ હર્ષથી પાંખો ફફડાવી, નૃપતિને પગે તે ચુમીઓ ભરવા લાગ્યો.

" નૃપતિવર " એક તિક્ષ્ણ દ્રષ્ટિકિરણ નાંખી બાજ બોલ્યો: "ભંડારો તો તારી પ્રજાના, તે પર મને શો હક્ક ? અન્યાય, અધર્મ અને વગર હક્કનું તો હું ખાતો પણ નથી અને અનાજથી મને સંતોષ પણ શો થાય ? સાત દિવસના ભૂખ્યા સિંહે પણ કદી તૃણ લીધું સાંભળ્યું છે ? આ હોલા જેવાં સીઠાં લોહી–માંસ મને ક્યાંથી મળવાનાં હતાં ? તું તો અહિંસક છે." તેણે એક ધીમી આહ મૂકી.

નૃપતિએ માર્ગ કાઢયો. તે બોલ્યો: "હું નૃપતિ છું. મીઠાઈ, મેવા, મસાલા મેં આરોગ્યા છે. મારાં લોહી–માંસ તો આ હોલાથી યે મીઠાં. હું તે તને આપું પણ આ હોલો તો મને પ્રાણથી યે વ્હાલો."

બાજનો જુસ્સો નરમ પડી ગયો છતા હિમ્મત આણી તે બોલ્યો "રાજન્! કહેવુ સહેલુ છે, કરવુ કઠણ છે. ને તારા લોહી-માસ ખાધે મને શો લાભ ? તુ તો ધર્મનો અવતાર છે, દયાનો સાગર છે, તારા પર તારી પ્રજાનો આધાર, રાષ્ટ્રની સસ્કૃતિનો આધાર, આ હોલા જેવા અનેક પખીઓનો આધાર તારૂ માસ ખાઇ હુ કયા જાઉ ? અને તારા સ્નેહીજનો મને જવા પણ શેના દે ?"

"તે તારે વિચારવાનુ નથી હુ વિચારી લઇશ તુ તારે મને આરોગવા માડ" નૃપતિ પોતાને ભોજન બનાવવાને તૈયાર થયો

"મહારાજ, મને તમારા આખા શરીર પર શો હક્ક ? હુ પણ ન્યાયને જાણુ છુ આ હોલા જેટલા જ લોહી–માસનો હુ અધિકારી છુ આપ ત્રાજવુ મગાવી હોલા સરીખા લોહી–માસ મને કાપી આપો તો જ હુ તે લઇ શકુ" બાજ શાન્તિથી બોલ્યો તેણે માન્યુ કે નૃપતિના સ્નેહીઓ આવી પહોચતા તેઓ તેને આ પન્થથી નિવારી લેશે

નૃપતિએ ત્રાજવા મગાવ્યા

ત્રાજવા આવ્યા, સ્નેહીઓ આવ્યા, મત્રીઓ પણ આવ્યા. સર્વેએ બાજ જેવા એક શિકારી પક્ષી માટે આવો અમૂલ્ય દેહ વેડફી નાખવા માટે તેને ઠપકો આપ્યો, તેમ ન કરવા તેને સમજાવ્યો બાજને પણ તેમણે ધમકાવ્યો બાજે તો કહ્યુ કે "મને મારો હોલો સોપી દો તો ચાલ્યો જાઉ, રાજસત્તાથી કે ન્યાયથી ફરમાવો તો પણ ચાલ્યો જાઉ, નહિતર

તો મારો તેના પર હક્ક છે." નૃપતિએ તેને ચાલ્યા ન જવા વિનવ્યો અને સ્નેહીઓની માગણીનો ઇન્કાર કર્યો. સર્વ આંખમાંથી આંસુ સારવા લાગ્યાં.

નૃપતિએ ઘાતકને પાસે બોલાવ્યો. તેના હાથમાંથી છરો ઝુંટવી લીધો ને પોતાના એક પગને તેણે કેળની માફક કાપી નાખ્યો. પાસે ઉભેલા સર્વેએ આ દૃશ્ય જોતાં આંખો મીંચી. મેઘરથે ઘાતકને ત્રાજવું ઉંચકવાની આજ્ઞા કરી. રડતા ઘાતકે આજ્ઞાને માથે ચડાવી. નૃપતિએ એક પલ્લામાં હોલો અને બીજામાં પોતાનો પગ મૂકયો. હોલો સ્ફુર્તિમાં આવતો જણાયો; તેનું પલ્લું નમતું હતું.

નૃપતિએ બીજો પગ કાપીને મૂકયો, પણ પલ્લું તો હોલાનું જ નમતું. તેણે હાથ કાપ્યા, પેટમાંથી માંસનો લોચો કાઢ્યો છતાં પલ્લાની તો તે જ સ્થિતિ. સ્નેહીઓની સહનશક્તિની હદ આવી. બાજ અને હોલાને રાક્ષસ માની તેમણે નૃપતિને નિવર્તવા વિનવ્યા પણ નૃપતિ તો આખો ને આખો પલ્લામાં ચડી બેઠો ને બોલ્યો: "પંખીરાજ, આવી જાઓ. આખા શરીર પરનો તમારો અધિકાર હવે તો સિદ્ધ થયો ને ?"

પણ ત્યાં તો હોલોયે ન્હોતો ને બાજે ન્હોતો. બંનેની જગ્યાએ તેમની પ્રતિમા સરીખા બે દેવ ઉભા હતા. નૃપતિના ભાંગ્યાતુટ્યા શરીર પર તેમણે હાથ ફેરવ્યો ને આખું શરીર ભસ્મમાંથી પ્રગટતા કામદેવ શું દીપવા લાગ્યું. સર્વ આશ્ચર્યથી અવાક્ થયા.

"મેઘરથ, અમે દેવ છીએ ઇન્દ્રસભામા થતી તારી પ્રશસાને અતિશયોક્તિ માની અમે તારી પરીક્ષા કરવાને અહીં આવ્યા હતા, પણ બ્રહ્માડના એક મહાન્મા મહાન્ પુરુષના દર્શન કરી હવે પાછા જઇએ છીએ ત્યા સુધી તારા જેવા મહાત્માઓ હયાત હોય ત્યા સુધી માનવચારિત્રની ઉત્કૃષ્ટતા વિષે કે સૃષ્ટિની સસ્કૃતિ વિષે શકા કરવી તે પણ પાપ છે" તેઓ અદ્રશ્ય થયા, અતરિક્ષમાથી પુષ્પવૃષ્ટિનો સચાર થતો લાગ્યો. મેઘરથ તે વૃષ્ટિમા નાહી રહ્યો

પછી તો તેણે સંન્યસ્ત ધર્મ સ્વીકાર્યો ગૃહસ્થ જીવન કરતાએ તેનું એ જીવન વધુ ઉત્કૃષ્ટ ને ઉજ્વળ નીવડ્યુ તે જીવનમા તે ઇન્દ્રપત્ની રંભા ને નાગરાજની કપરી કસોટીમાથી પસાર થયો, તે જીવનમા તેણે લોકજીવનને ઉત્કૃષ્ટ શ્રેણીએ પહોચાડ્યુ, તે જીવનમા તે પ્રજાનો ધર્મપિતા બન્યો, તે જ જીવનમા ભાવી તીર્થંકરપદ માટેની તેણે તૈયારી કરી અને પછી–

પછી તે ભારતવર્ષના શાતિનાથ નામે સોળમા તીર્થંકર થયા.



# ધનકુમાર



"ઓ ચિત્રકાર! અહિંયા આ કોનું ચિત્ર લઇને તું ઉભો છે? જરા કહે તો ખરો." એક કન્યાએ પૂછયું.

કુસુમપુર નગર હતું. સિંહ રાજા ત્યાં રાજ્ય કરતો. તેને ધનવતી નામે એક કન્યા હતી. તે કન્યાને પ્રકૃતિ સાથે પ્રીતિ બંધાઇ હતી. સુંદરીઓને તે આદર્શ સ્વરૂપ હતી. સિંહ રાજાએ તેને માટે એક ભવ્ય ઉપવનની યોજના કરી હતી. ધનવતી સખીઓ સાથે નિત્યે ત્યાં આવતી અને આનંદ પામતી.

આજે સન્ધ્યાના પ્રથમ પહોરે ધનવતી તે ઉપવનમાં ફરી રહી હતી. તેની સાથે તેની સખી કમલિની હતી. બંને ફરતાં ફરતાં ઉપવનને છેડે આવી પહોંચ્યા અને બંનેએ ત્યાં એક ચિત્રકારને એક રાજકુમારનું ભવ્ય ને સુરમ્ય ચિત્ર લઇ ઉભેલો જોયો. કમલિનીએ ઉત્સુકતાથી તેને ચિત્રનો ઇતિહાસ પૂછયો.

"કુમારી, તે ચિત્ર તો અચલપુરના યુવરાજ ધનકુમારનું છે. મારા તે પરમ મિત્ર છે અને મિત્રતાના સામાન્ય ભાવથી

પ્રેરાઈ મે તેમના સ્વરૂપ અને સ્વભાવને કઈક અશે દર્શા-વતું આ ચિત્ર તૈયાર કર્યું છે, પણ તે ચિત્ર મારે કઇ વેચવુ નથી હું તો એક ગાંડો ચિત્રકાર છુ જ્યા ત્યા આ ચિત્ર લઈને ભમ્યા કરૂ છુ આ સ્થાન સુદર લાગતા મારા મિત્રને તેનો ઉપભોગ કરાવવાને ચિત્ર લઈ અહી ઉભો છુ ” પાસે ઉભેલી રાજકુમારીના ચિત્ર-વિચિત્ર ભાવોને અવલોકી તેણે ઉત્તર આપ્યો

કમલિની તે ચિત્રને એકી ટશે જોઈ રહી ધનવતીની દૃષ્ટિમા ચિત્ર જોઇ છવાયેલા સ્નેહનુ આછુ તેજ ને ઉત્સુક ભાવને તેણે પારખ્યા અને ચિત્રકાર સામે જોયુ તેના મુખ પર ધીમુ સ્મિત ફરફરી રહ્યું હતુ કુશળ કમલિની સર્વ સમજી ગઈ અને ચિત્રકાર પાસેથી જાણે ઝુટવી લેતી હોય તેમ તેણે ચિત્રને લઈ લીધુ હસતો હસતો ચિત્રકાર ચાલ્યો ગયો વિચારસૃષ્ટિમા પરોવાયેલ ધનવતીને આ નાટ્ય કલાની કઇ સમજ ન પડી

“સ્વપ્નસૃષ્ટિ તો નથી સર્જતા ને રાજકુમારી !” ચાલાક કમલિનીએ કટાક્ષ અને હાવભાવપૂર્ણ પ્રશ્ન કર્યો

રાજકુમારી શરમાઈ ગઈ પોતાની દિવ્ય સૃષ્ટિના વિના-શની શિક્ષા અર્થે તેણે કમલિની સામે ક્રોધ ઉપજાવ્યો, પણ તે તો હસતી હતી કુમારી ચકિત બની. જે સૃષ્ટિની પોતે ઝાંખી કરી રહી હતી તે સૃષ્ટિ સ્વરૂપને સખી પારખી તો નથી ગઇ ને ! ભવા ચઢાવી તેણે તેની સામે જોયુ પણ તે તો હવે અમસ્ની નિર્દોષપણે હસતી હોય તેવી લાગતી હતી

" નફટની માફક હસે છે શું ? " કુમારીએ કમલિનીને ધમકાવવા માંડી.

"રાજકુમારી થઇને તમે ઉભાં ઉભાં ઉંઘી જાઓ ત્યારે હું બીજું શું કરૂં ?"

"નિર્લજ્જ ! મારી મશ્કરી કરે છે ? લાવ, એ શું છે ? બિચારા પેલા ગાંડા ચિત્રકારનું ચિત્ર પડાવી લીધું લાગે છે." કમલિનીના હાથમાંથી તેણે ચિત્ર લઇ લીધું અને પોતાને તે સાથે જાણે કંઇ લાગતું વળગતું પણ ન હોય તેમ ન્યાયાધિકારિણીના રૂવાબથી બેદરકારીપૂર્વક તેને હાથમાં ઝુલતું રાખ્યું.

"નિર્લજ્જતા તો કયાંય છુપાઇ છે ?" આસ્તેથી બોલતી બોલતી કમલિની જાણે રીસાઈ ગઇ હોય તેમ આડે માર્ગે થઇને ચાલી ગઇ.

વિજયી રાજકુમારી હસતી હસતી રાજમાર્ગે થઈને નિજ આવાસમાં પહોંચી.

× × × ×

"દૂત, તું તો કોઇ ચાલાક નીતિજ્ઞ લાગે છે. સિંહરાજના સમાચાર આપી અહીંથી કુસુમપુર ગયાંને હજુ તને પૂરો એક માસ તો થયો પણ નથી તેટલી વારમાં પાછો કયાંથી ફર્યો ? ત્યાં છે તો કુશળજ ને ? ને તારા મુખ પર આટલો હર્ષ શાનો તરી આવે છે ?" અચળપુરના વિક્રમધન નૃપતિએ નિજ આસન પર રહ્યાં રહ્યાં સિંહરાજાના દૂતને પ્રશ્ન કર્યો.

" મહારાજ, અવિનય થાય તો ક્ષમા કરજો, પણ આપને પૂછ્યા સિવાયના મે મારા નાથને અહીંના કઇક સમાચાર આપ્યા છે સિંહરાજ મને સાચા મિત્ર સરીખો માને છે, ને મિત્રતાના પરિણામે પૂછ્યા સિવાય મે તેમને એક ચિન્તામાથી મુકત કરવાનુ સાહસ ખેડ્યુ તેમણે મને આભાર સહ અનુમતિ આપી આપની અનુમતિ લેવાને તરત પાછો ફર્યો છુ "

" જેવુ તારૂ માથુ તેવી તારી વાણી તારા જેવુ ગોળ ગોળ તો મારા મત્રીઓ પણ ન બોલી શકે મને પૂછ્યા સિવાયના સમાચાર શા ? સિહરથના લાભ અર્થે એવુ સાહસ કર્યુ ? અને તે સાહસ સાથે મારી અનુમતિને શો સબધ ? તે સર્વ જણાવ્યા સિવાય તુ તો સૂર્યગતિએ તારો ઘોધ જ ચલાવી રહ્યો છે" નૃપતિ જે દૂતની વાણીમાથી સાચો અર્થ તારવી ગયો હતો, તેણે હર્ષ અને મશ્કરીભર્યા શબ્દોમા પ્રશ્નાર્થ વિનાનો પ્રશ્ન પૂછ્યો

પાસે બેઠેલા યુવરાજના મુખ પર હાસ્યકિરણો છવાયા

દૂત બનેનો અર્થ સમજ્યો, છતા બોલ્યો " મહારાજ, આપની આજ્ઞા વિના મે યુવરાજનુ મારા નૃપતિ પાસે વર્ણન કર્યું. નૃપતિએ તે વર્ણનને સૂચક માન્યુ ને તેમની લક્ષ્મી સરીખી કન્યા ધનવતી સાથે યુવરાજના સગપણનુ નાળિએર લઈ અહીં આવવાનુ મને તેમણે ફરમાન કર્યું ફરમાનને અનુસરી રાજગોર સાથે હુ અહીં આવ્યો છુ. આપ આજ્ઞા આપો તો રાજગોરને અહીં બોલાવી લાવુ."

" તારી આટલી મહેનત પર પાણી ફેરવવા જેટલો હું દુષ્ટ નથી." હર્ષિત નૃપતિએ ઉત્તર આપ્યો. તે કાળે દૂત કે નોકર તેના સ્વામીઓ કે સ્વામીઓના સંબંધીઓને પગનાં ખાસડાં સરીખા ન્હોતા; નહિતર અચલપુરના નૃપતિએ તે દૂત સમક્ષ કંઈ જુદા જ શબ્દો ઉચ્ચાર્યા હોત.

દૂત તેના શબ્દોથી હર્ષિત બન્યો. અતિથિગૃહેથી તેણે રાજગોરને તુરત બોલાવરાવ્યા અને યુવરાજના હાથમાં તેમના પવિત્ર હસ્તદ્વારા સગપણનું નાળિએર મૂક્યું. યોગ્ય સંબંધ જાણી રાજકુટુંબ આનંદિત બન્યું.

× × × ×

" કુમાર, વિચારસૃષ્ટિમાં વિક્ષેપ પાડવા માટે ક્ષમા ઇચ્છું છું."

અચળપુરના રાજમંદિરમાં યુવરાજ ધનકુમાર વિચાર-સૃષ્ટિમાં ગરકાવ થઈ બેઠો હતો. આસપાસના વાતાવરણથી પણ તે અલગ થઈ રહ્યો હતો. યુવરાજ મંદિરની શૃંગારિક લીલા અને રત્નમઢયાં ઝુમ્મરોની રંગબેરંગી તેજસ્વિતા પણ અત્યારે તેને અસ્પર્શ્ય લાગતી. ગિરિરાજનાં શિખરે સમાધિ સાધતા શંકર શો તે સ્વાત્મ–મનલીન બન્યો હતો. શંકરની સમાધિમાં કામદેવે વિક્ષેપ નાખ્યો, કુમારની સમાધી કુસુમપુરના દૂતે તોડી નાંખી. તે કામદેવ નહી તો પણ કામદેવનો અત્યારે દૂત બની આવ્યો હતો.

" કેમ કંઈ સમાચાર આપવા બાકી રહી ગયા છે ?" રાજકુમારે ઝબકીને પોતે શું પૂછે છે તે વિચાર્યા સિવાય પૂછી નાખ્યું.

ચાલાક દૂત કુમારના શબ્દો પરથી તેની મનસૃષ્ટિને પારખી ગયો હસતો હસતો તે બોલ્યો " નવીન નહિ તો પણ તમારે માટે તો નવીન જ, કઇક હર્ષદાયક ને જે વિચાર-સૃષ્ટિને અત્યારે તમે સર્જી રહ્યા છો તે સૃષ્ટિમાના શકાનાં બીજને નિર્મૂળ કરી તેને સ્થાને સત્ય અને અમૃતના બીજ રોપનારા સ્વીકારશો ને ? "

કુમાર કઇ સમજ્યો નહિ દિગ્મૂઢની માફક તે ઉત્સુકતાથી દૂત સામે તાકી રહ્યો દૂત તેના હાથમા એક પત્ર મૂકી ચાલતો થયો

કુમારે તે પત્ર લીધો, વાચ્યો ને ચકિત અને હર્ષિત બન્યો પોતે જે સુદરી વિષે વિચાર કરી રહ્યો હતો, તેની સાથે પોતાનો આત્મ–સમેળ જામશે કે કેમ તે વિષે શકાઓ કરતો હતો તે સુદરીના જ હસ્તાક્ષરનો પત્ર ! તેની સાથે પોતાનુ સગપણ થયુ હતુ, પણ તેણે તેને જોઇ ન્હોતી પોતાના આદર્શને તે અનુકૂળ થશે કે કેમ ? અને ન થાય તો શુ કરવુ ? તેના તે વિચારો કરતો હતો અને ત્યા જ તેનો પત્ર પત્ર સાથે સુરમ્ય છબી તે છબી જોઇને તે મુગ્ધ બન્યો પત્ર વાચીને શંકાઓ માટે લજવાવા લાગ્યો દૂત તેને દેવદૂત લાગ્યો તેને સત્કારવાને તેણે બારણા પ્રતિ જોયુ, ઘાટો પાડયો પણ તે તો રાજમહિગ્માથી ઉતારે ચાલ્યો ગયો હતો

કુમારે પત્ર ફરી–ફરીને વાચ્યો અને સુદરીની શૃગાર, કલ્પના, ઉપમા, બોલસો, વર્ણન, આમત્રણ, વિદ્વત્તા અને આશાભરી બે લીટીઓમા તે અજાઇ ગયો. ' શરદની શોભાથી

પણ અત્યારે તે સર્વ નિરર્થક નીવડ્યું. તેના હૃદયમાં શૂન્યતા વ્યાપી ગઇ, તેની આંખોમાં સ્નેહ અને તેજસ્વિતાને સ્થાને ભયતરંગો રમી રહ્યા. "મને આમ કેમ લાગે છે? હૃદય, દેહ ને દૃષ્ટિમાં શૂન્યતા શાને વ્યાપી હશે? સમસ્ત રાજકુળ આવી પહોંચ્યું અને તેમનો તો હજી પત્તો પણ નથી. શું મને અમસ્તી ફોસલાવી મારી?" તે મનમાં ખબડી.

"કમલિની, શબ્દોનું કવિત્વ અંતર્નાદ ને સ્નેહથી ભિન્ન તો ખરૂં જ ને?" કુમારીની એક સખીએ બીજી સખીને કટાક્ષભર્યો વેધક પ્રશ્ન કર્યો.

"હશે, પણ ધનકુમારના વિષયમાં તો નહિ જ. કુસુમપુરના ઉપવનમાં જ્યારે મેં તેમની છબી જોઇ ત્યારથી જ તેઓ મને તો કોઇ દિવ્ય પુરૂષ જ લાગ્યા છે. કુમારી પરના પત્રમાં મેં તે દિવ્યતાને કવિત્વના રંગે રંગાયેલી જોઇ, પણ તે રંગથી કંઇ દિવ્યતાને ઉણપ ન પહોંચે. તે તો તેમણે કુમારીના સ્નેહનો કરેલો સ્નેહભીનો સ્વીકાર હતો. હૃદયથી સ્વીકારેલ સ્નેહને સામાન્ય મનુષ્ય પણ ન ત્યજી શકે, ત્યારે આ તો જ્ઞાની રાજકુમાર. કોઇ અગત્યના કામે તેઓ કહ્યા વિના ચાલ્યા જાય તે શું અસંભવિત છે?"

કુમારીનું ચિત્ત કમલિનીના કથનમાં જ પરોવાયું હતું. પ્રથમ સખીના શબ્દોથી તેની વિચારસૃષ્ટિ તિમિરથી વ્યાપી ગઇ હતી, તે સ્થાને આ શબ્દોએ અમૃત ને તેજનું રસ-સિંચન કર્યું.

એટલામાં 'રાજકુમાર આવ્યા, રાજકુમાર આવ્યા'—એવા

શબ્દો સભળાવા લાગ્યા સખીઓ કુમારીને ત્યા જ મૂકી ઉત્સુ-ક્તાભરી બહાર ચાલી ગઈ પળ પછી તેમણે રાજકુમારીને સમાચાર આપ્યા કે ધનકુમાર આવી પહોચ્યા હતા

કુમારી અતરમા હર્ષથી નાચવા લાગી "કુમાર સાચા સ્નેહી તો ખરા જ. શકાઓ જ્યારે કોતરી ખાતી હતી ત્યારે આવી પહોચી તેમણે મને બચાવી લીધી, પણ પ્રતાપમા સ્નેહ સમાઇ તો નહિ જતો હોય ને ? હુ લગ્ન માટે સામી આવુ અને તેઓ સત્કારવા પણ ન આવે, તેનો નહિ તો બીજો અર્થ શો ? રાત્રે વાત" મનને પ્રશ્નો પૂછી તે વિવિધ તરગો રચવા લાગી ને નવવધૂત્વની પળ પહેલાની ડાહીડમરી કુમારિકા બની જઇ મદ-મદ હીચકે હીચવા લાગી

તેની સખીઓ સ્વરૂપવતી, કુળવતી ને ગુણવતી હતી પણ સાથે જ કઇક બટકબોલીઓ પણ હતી સ્ત્રી ને પુરૂષ વચ્ચેની વ્યવહારિક ભીતને તેમણે તોડી નાખી હતી અથવા તો આ પ્રસગે તોડતી હતી કુમારપક્ષના પુરૂષો સાથે તેઓ હસતી, બોલતી, મશ્કરી કરતી, ચેનચાળા કરતી, સ્વરૂપથી તેમને બ્હેકાવી નાખતી જો કે નૈતિક શિથિલતાને તેમા જરાએ સ્થાન ન્હોતુ, વિલાસી વ્યવહાર છતા મન અને કાયાની અસ્પર્શ્યતા તો અખડ અને અણીશુદ્ધ રહેતી, છતા નિર્લજ્જપણુ તો ખરૂ જ ને ?

ધનકુમારના સ્નેહીઓ સ્વફરજ ત્યજી કુમાર આવ્યો ન્હોતો–આવી પહોચતા રાજકુળમા છવાયેલા સ્નેહને વિસરી, ભાન ભૂલી, મોહવશ થઈ ગ્રુર્નામન્દેતિશ્વા ના ન્યાયે કુમારીની

સખીઓ સાથે રમત રમી રહ્યા હતા. સખીઓ આ સર્વ સમજતી પણ પુરૂષોને કેમ બનાવવા તે તેમને સારી રીતે આવડતું. સંબંધીઓ હદ ઓળંગતાં તેમણે કંઈક પ્રપંચ રચ્યો ને નૃપતિએ તેમને બોલાવી લીધા. શ્યામ મુખે પાછા ફરતાં સખીઓની આમ્રરસ લીંપી કાંકરીઓ તેમને ત્વરાથી અનુસરી રહી હતી.

× × × ×

"તમે આમ રસહીન કેમ લાગો છો ?"

અચળપુરના યુવરાજનું શયનગૃહ હતું. તે ગૃહમાં આજે બે પલંગ પથરાયા હતા. એક પર યુવરાજ ધનકુમાર વિચારાવસ્થામાં ગોથાં ખાતો બેઠો હતો; બીજા પર નવવધૂ ધનવતી આનંદ તરંગે હીંચતી સુતી હતી. યુવરાજની વિચિત્ર સ્થિતિનું કુમારીએ કારણ પૂછ્યું.

" હું રસહીન નહિ પણ રસબદ્ધ છું, કારણ કે સાચા સ્નેહીપણા વિષે મેં તને શંકાનું કારણ આપ્યું છે."

"તેથી શું ?"

"હું તેનો તારી પાસે સ્ફોટ કરવા ઈચ્છું છું."

" તો તરત કરી જ નાંખોને તેમાં વાર શી ? પલંગ પરથી ઉઠી કુમાર પાસે આવી, ઉભાં ઉભાં તેની આંગળી મચકોડતાં કુમારીએ કહ્યું.

"પણ હું તો તારા આમંત્રણની આશા રાખતો હતો." આંગળી મચકોડવાનો બદલો આપતાં કુમાર બોલ્યો.

"હુ કોઇની સ્વતન્ત્રતામા બાધક થવા જેટલી દુષ્ટ નથી"

"કટાક્ષ કરે છે ? પણ કારણ સાભળતા તારે તારી આ કટાક્ષ નીતિ માટે પશ્ચાત્તાપ ન કરવો પડે તો હુ આનંદ પામીશ"

"કરવો પડશે તો હું આનદ પામીશ"

"ત્યારે સાભળ અમ રાજ્યની હદમા તારા આવી પહોચવાના સમાચાર દૂત લાવ્યો તે સાથે જ બીજા દૂતે સમાચાર આપ્યા કે બે-એક કોશ દૂર અરણ્યમા એક મુનિ છેલ્લો શ્વાસ ખેચતા હતા મુનિ પાસે હતા, તુ દૂર હતી ઘડીભરમા મુનિની વ્યવસ્થા કરી પાછો આવી તને સત્કારી શકીશ તેવી આશાથી હુ અશ્વ ઉપર તે મુનિ પાસે ગયો જઇને જોયુ તો મુનિ નિશ્ચેતન પડયા હતા, પણ નિષ્પ્રાણ નહોતા થયા. તેમની તે નિશ્ચેતનતાનુ કારણ રોગ ન્હોતો, ઉમર ન્હોતી સામે દ્રષ્ટિ નાખી તો દૂર દૂર સુધી ડુગરાળ વન પથરાયેલુ પડયુ હતુ સ્થિતિનુ કારણ મને પાણીનો અતરાય લાગ્યો અને તે સાચુ જ હતુ પાણી શોધવાને હુ પાસેની ડુગરાળ ઝાડીમા ફરવા લાગ્યો પણ ત્યા તે ન મળતા તે લેવાને અશ્વ ઉપર હું એકદમ ગામમા આવ્યો

ગામને દરવાજે જ દ્વારપાળ મળ્યો તેની પાસે મે પાણી લીધુ તેણે સમાચાર આપ્યા કે હુ તને સત્કારવાને પ્રથમથી જ નીકળી ચૂકયો હોઇશ તેમ માની રાજકુળ તારૂ સ્વાગત કરવાને અને ઉદ્યાનમા લગ્નોત્સવ ઉજવવાને નીકળી ગયુ હતુ. મે કહ્યુ "હુ જરા કામે ગયો હતો હમણા જ

જઇ પહોચું છું” અને અરણ્યને રસ્તે અશ્વને મારી મૂકયો પણ નિયત સ્થાને આવ્યો ત્યારે ત્યાં મુનિરાજ ન્હોતા.

હું ચમકયો. દૂર દૂર સુધી દ્રષ્ટિને દોડાવી અને મેં જોયું કે બે ડુંગરાની વચ્ચેની સાંકડી આડી ખીણમાં એક વાઘ તે નિશ્ચેતન મુનિને ખભા પર નાંખીને ચાલ્યો જતો હતો. હવે મારે માટે કોઈ પણ જાતના વિચારને સ્થાન ન્હોતું. હથિયારને સજ્જ કરી મેં તે વાઘનો પીછો પકડયો. થોડે સુધી તો હું સહેલાઈથી તેનો પીછો પકડી શકયો પણ જ્યારે તેણે મને જોયો ત્યારે શબ સરીખા નિશ્ચેતન મુનિના દેહને પડતો મૂકી તે મારો–જીવતા મનુષ્યનો શિકાર કરવાને મારી સામે ધૂર્યો. તેની સાથે ભયંકર ઝપાઝપી થઇ. જો આ ઝપાઝપી લંબાય તો પાણીના અભાવે મુનિના પ્રાણ નીકળી જાય તેમ હતું અને મારા લગ્નનું મુહૂર્ત્ત વીતી જવાનો પણ સંભવ હતો. બીજો કોઇ ઉપાય ન રહેતાં મેં તે વાઘને એક ઝેરી તીરથી નિષ્પ્રાણ કરી નાંખ્યો ને મુનિના દેહને જલનું સિંચન કરી તેમના મુખમાં ગરમ કરી ઠારેલા શુદ્ધ જળનાં ટીપાં નાંખ્યા. મુનિ ધીમે ધીમે ભાનમાં આવતા ગયા અને પાએક ઘડી પછી મારા મુખ પર દ્રષ્ટિ ઠેરવી.”

“ત્યારે તો તેમણે પોતાનું નામ અને ઇતિહાસ પણ તમને કહ્યો હશે ?” ધનવતી જે અત્યાર સુધી આશ્ચર્યપૂર્ણ નેત્રે અવાક્ થઈ પતિનાં પરાક્રમો સાંભળી રહી હતી, તેણે પ્રશ્ન કર્યો.

“હા, તે મુનિએ મારો વૃત્તાંત સાંભળ્યો અને પોતાનો ઈતિહાસ પણ કહ્યો. તેમના કથન પરથી હું જાણી શકયો

કે તેમનુ નામ મુનિચદ્ર હતુ અને ગુરૂ સાથે ખટરાગ થતા સમુદાય ત્યજી તેઓ એકલવિહારી બન્યા હતા. તેમણે કબુલ્યું કે એકલવિહારનુ જ આ પરિણામ હતુ મે તેમની ઇચ્છાથી તેમને અચલપુરના ઉપાશ્રયમા લાવી મૂકયા. તેમના મુખ પર છવાયેલ દૈવી તેજ અને પ્રભાવમા હુ પળભર અજાઇ ગયો અને તેમની આજ્ઞા લઇ દોડતે ઘોડે અહી આવી પહોચ્યો. હવે મારા કારણ વિષે .. ...”

“બસ તમારા કારણ પાસે મારૂ લગ્ન તો શુ પણ હૃદય પણ જો અટકી ગયુ હોત તો પણ તમારી ભાવિ ભવમા હુ પ્રશસા જ કરત અને જો તે મુનિ મારા પૂર્વાવસ્થાના પિત્રાઈ ભાઇ મુનિકુમાર જ હોય તો મારા પિતાને પણ તમારા એ પરમ ઉપકારનો બદલો શી રીતે વાળવો તે એક પ્રશ્ન થઇ પડશે મુનિકુમાર તેમને પ્રાણથી ય પ્રિય હતા તમારા સ્નેહ વિષે પળભર પણ શકા માટે હુ આપની ક્ષમા ઇચ્છુ છુ ”

“ તારે માટે ક્ષમા શી ? અને તારા પિતાનો આ ઉપકાર ઓછો છે ? ” બોલતા કુમારે ધનવતીને હાથમા લીધી



# સ્વાર્થાન્ધતા



" સ્વાર્થ, ઓ સ્વાર્થ ! કાળકુટ વિષની કોથળીમાં કૃતઘ્નતાભર્યા ઓ કપટી નાગ ! તને ધિક્કાર છે. તેં આજે મારૂં સર્વસ્વ છીનવી લીધું છે. મને નૃપતિઓના નૃપતિને આજે તેં રસ્તે રખડતા ભિખારીથી યે કંગાલ બનાવી દીધો છે. તને શું કહું ? શી ઉપમાથી તારૂં સ્વાગત કરૂં ? ક્રોધની વિકાળતા, માનની ભયંકરતા, માયાની કૃતઘ્નતા અને લોભની વિનાશમયતા સર્વના સંયુક્ત ગુણોને પણ તું ટપી જાય છે. ધિક્કાર હો તને ! ધિક્કાર હો તને અનુસરનારી મારી એ વૈરિણી ભાર્યાને ! "–બોલતો બોલતો એક નૃપતિ એક કાન્તિમાન યુવકનાં નિશ્ચેતન દેહ પાસે ઢળી પડયો.

તેનું નામ સુગ્રીવ હતું. ચક્રપુરનો તે નૃપતિ હતો. તેને બે રાણીઓ હતી. બંને વચ્ચે પરસ્પર પ્રત્યેના વૈરની જ્વાળાઓ જળતી જ રહેતી. બંનેને એક એક પુત્ર હતો. પહેલીનો પુત્ર યુવરાજ હતો, બીજીનો ફટાયો કહેવાતો. ફટાયાની માતાએ સ્વાર્થના વિકરાળ વ્હેણમાં તણાઈ યુવરાજને વૈરની જ્વાળાઓમાં હોમી નાખ્યો હતો–તેને ઝેર આપ્યું હતું. નૃપતિને સમાચાર મળતાં ઝેરથી શબવત્ થઇ રહેલા કુમાર

પાસે આવી તે કલ્પાત કરતો હતો તેની વૈરિણી રાણી ભદ્રા તો ક્યારની એ નૃપતિની ક્રોધ જ્વાળામાથી બચી જવાને અને પોતાના પુત્રના રાજ્યમા રાજમાતા તરીકે સત્કારપૂર્વક પ્રવેશ કરવાની આશા સાથે નાસી ગઈ હતી

તે કાળે રાજ્યનીતિ પ્રજાને અનુસરનારી હતી રાજા પ્રજાનો સેવક અને ધર્મપિતા લેખાતો, છતા રાજ્ય તો ખાનગી મિલ્કત રૂપ જ ગણાતુ એકની તે મિલ્કત બીજો લૂટતો, બીજાની ત્રીજો લૂટી જતો જે લૂટતો તે તેનો સ્વામી ગણાતો પ્રજા આ સર્વ પ્રત્યે તટસ્થ રહેતી, પણ જ્યારે કોઈ શ્રેષ્ઠ નૃપતિ પાસેથી કઠોર નૃપતિ તે મિલ્કત લૂટી જતો ત્યારે તેને માટે શુ કરવુ તે પ્રશ્ન થઇ રહેતો ને આવા પ્રશ્નોની પુનરાવૃત્તિઓમા નૃપતિ પ્રજાનો સેવક અને ધર્મપિતા મટી સ્વામી થઇ રહ્યો

રાજ્યદ્રોહી ભદ્રા નાસી ગઈ હતી, નૃપતિ બેહોશ બન્યો હતો, સુમિત્ર નિશ્ચેતન થઇ શબવત સ્થિતિમા પડ્યો હતો, પણ પ્રજામા પ્રસગને યોગ્ય અસ્થિરતાનો અશ પણ ન્હોતો તેના નાયકો રાજમદિરમા આવ-જા કરતા પણ તે તો રિવાજ પૂરતા જ પ્રજા સમાચાર માટે ઉત્સુક રહેતી, પણ તે ઉત્સુકતા તો એક રસભરી કથા અધવચ આવી અટકતા તેના રસિકોના હૃદયમા જે ઉત્સુકતા વ્યાપી રહે તેવા પ્રકારની હતી

મધ્યાહ્ને સમાચાર આવ્યા કે કાળકૂટ વિષના કુડાને પણ હજમ કરી શકનાર અને તેના વિષથી નિશ્ચેતન થયેલમા ચેતન પૂરનાર એક વિદ્યાધર રાજમદિરને બારણે આવી ઉભો છે પ્રજા ટોળેટોળામા મળી. તે વિદ્યાધરને જોયા

વિના તેની તે વિષયની શક્તિની યોગ્યતા–અયોગ્યતા વિષે ચર્ચા કરવા માંડી. કેટલાક હિંમત કરી તેની અંગત મુલાકાત પણ લઈ આવ્યા અને તેમણે જાહેર કર્યું કે બૃહસ્પતિ વિદ્યાધરનો વેષ લઇ કુમારને સંરક્ષવાને આવ્યા હતા. સર્વેએ એક મતે જાહેર કર્યું કે–તે બૃહસ્પતિ જ હતો.

ભાનમાં આવતાં નૃપતિને પણ આ વાતના કંઇક ભણકાર લાગ્યા. તે રાજભુવનની બહાર દોડ્યો અને ત્યાં લોકોના ટોળા વચ્ચે ઉભેલ વિદ્યાધરને વંદન કરી તેને કુમાર .પાસે ખેંચી લાવ્યો. કુમાર અંતિમ શ્વાસ ખેંચી રહ્યો હતો. વિદ્યાધરે તેને જોયો અને જણાવ્યું કે–" હું કુમારને ચોક્કસ બચાવીશ."

નૃપતિ આશ્ચર્ય પામ્યો. તે વિદ્યાધરને વારંવાર વંદન કરવા લાગ્યો. સર્વ તેની સામે તાકી રહ્યાં. તેના મુખ પર દિવ્ય તેજ છવાયું હતું. તેની આંખોમાંથી અમીની ધારા વર્ષતી. તે પચીશેક વર્ષનો યુવક લાગતો, પણ તેના મુખ પર પ્રગટેલી અનુભવ કથાની રેખાઓ અને પાકટ મુત્સદ્દીપણું તેને પ્રૌઢાવસ્થાનું માન અર્પતાં. તેનો આખો દેહ શુદ્ધ શ્વેત સંગેમરમરમાંથી કોતરી કાઢેલી ચેતનવન્તી પ્રતિમા શો લાગતો. તેના દેહ પર ફરફરી રહેલાં ઉજ્વલ શ્વેત વસ્ત્રો અને રંગીન આભૂષણોનો સંગમ મેઘધનુષ્ય શો ઓપી ઉપતો. અત્યારે તે કંઇક મંત્રાક્ષરો બબડી રહ્યો હતો.

સ્નેહીઓ આશાવન્ત બન્યાં. તેમના મુખ પર પ્રગટેલી ક્ષણિક શોકની છાયા અદ્રશ્ય થતાં તે અદ્ભુત રીતે દીપી રહ્યાં. અને જેમ જેમ વિદ્યાધરના મંત્રાક્ષરોથી કુમારમાં

ચેતનનો સચાર થતો ગયો તેમ તેમ તે પ્રભાતના સૂર્ય શા વધુ ને વધુ તેજસ્વી થતા લાગ્યા આખુ રાજમદિર આનંદથી પ્રફુલ્લિત થયુ તે ઘડી પછી નિશ્ચેતન કુમારના ઢળી પડેલા દેહને ઠેકાણે ચેતનવન્તો કુમાર બેઠો બેઠો નૃપતિ અને વિદ્યાધર સાથે વાતો કરી રહ્યો હતો તેની વાણીમા લજ્જાતી નવવધૂના ઝાઝરનો ધીમો પણ સ્પષ્ટ અને શાત રણકાર હતો

" પ્રાણરક્ષકનુ નામ અને ઇતિહાસ જાણવાનો અધિકાર અર્પવાની કૃપા કરશો ? " કુમારે વિદ્યાધર પર શાત અને નિશ્ચલ નયનો ઠેરવી, સુમધુર વાણીમા તેને પૂછ્યુ

" પ્રાણરક્ષકનુ બિરૂદ અર્પવુ એ એક ભૂલ છે, અને કૃપા યાચવી તે બીજી ભૂલ છે તમારા આયુષ્યે મને પ્રેર્યો, સફળતા અર્પી તે માટે હુ મગરૂરી લઇ શકું, પણ તમને અલ્પતા ન પમાડી શકુ, પ્રાણરક્ષણનો મિક્ષો ન સ્વીકારી શકું તમારા સબધમા આવી મારે તમને મારો ઇતિહાસ જણાવવો તે તો મારો ધર્મ છે તેમાં યાચના શી ? સુરતેજ નગરના સૂર નૃપતિનો હુ પુત્ર છુ સુવિખ્યાત કુળનો ઇતિહાસ તો આપ જાણતા જ હશો પ્રયાણની આજ્ઞા આપશો ?"

" ચિત્રગતિ, તમે તો અમ નૃપતિઓના નાથના પુત્ર ! અજાણ્યા આવી ચડો તોય અમારો સત્કારનો ધર્મ ત્યારે તમે તો આવી મારા પ્રાણપ્રિય પુત્રને જીવિતદાન આપ્યું છે. તમારો ઉપકાર શે ભૂલાય ? અને તમને તરત જવાએ કેમ દેવાય ? " નૃપતિએ હર્ષના અતિરેકથી ગળગળા થઇ ઉત્તર આપ્યો

" સાચી વાત. ભાઈ ચિત્રગતિ, હવે તો આપણે બંને પ્રિય મિત્રો, રાજ્યમાં પર્યટન કરીશું, ઉપવનોમાં આનંદીશું અને પુરમાં મહાલીશું. અલ્પ સમય પછી એક યોગી આવવાના છે તેમનાં દર્શન કરી તમને વિદાય આપીશું." કુમારે વિદ્યાધરનાં નેત્ર સાથે નેત્ર મેળવી કહ્યું.

" તમારી માગણીનો હર્ષસહ સ્વીકાર કરવો તે મારો ધર્મ છે."

તે પ્રસંગ પછી સમય પાણીને રેલે વીતવા લાગ્યો. સુમિત્ર અને ચિત્રગતિ બંને સાચા મિત્રો અને બાંધવો થઈ રહ્યા હતા. સુમિત્રની માતા પણ ચિત્રગતિને પુત્રવત્ લેખતી. બંનેને પ્રજા પૂજતી, નૃપતિ આદર આપતો, માતા સ્નેહમાં હુલરાવતી. બંને એક આત્મરૂપ થઈ રહ્યા અને સુયશા કેવળી અને યોગીનાં દર્શન કરી જીવનકૃતાર્થતા અનુભવવા લાગ્યા. સમય વીતતાં જ્યારે ચિત્રગતિએ પ્રયાણ આદર્યું ત્યારે કુમાર, રાજકુળ અને પ્રજાનાં નયનોમાંથી આંસુ ટપકતાં હતાં.

× × × ×

" ઓ યુદ્ધરસીઆ યુવક ! તારાં શસ્ત્રોને નીચાં નમાવ. પ્રાણરક્ષા એ પ્રાણી માત્રનો ધર્મ છે તે વિસરી તું માનવ-જાતિની અવગણના કરવાને શાને તૈયાર થયો છે?" એક વૃદ્ધ નૃપતિએ સહસા સમરક્ષેત્રમાં પ્રવેશ કરી વિરોધી પક્ષના નાયકને સલાહનાં વેણ સંભળાવ્યાં.

" અનંગસિંહ, હું કોઈની સલાહ લેતો નથી અને લઉં તો પણ તે તારા જેવાની તો નહિ જ. ઉમ્મર સાથે તારી

બુદ્ધિ પણ પલાયન થઈ ગઈ છે તુ વૃદ્ધ અને નિર્વીર્ય નૃપતિ છે, સાહસની તારામા તમન્ના નથી, પ્રજા–રક્ષણુની પરમ ભાવના નથી તુ તો દેહ–રક્ષણુનીતિનો તારા સેવકથી યે અધમ એક માનવ–પ્રાણી છે તારી સાથે ચર્ચા કે દ્વંદ્વ-યુદ્ધ શા ? તને તો આ મારો સેવક પણુ સ્વર્ગદ્વાર બતાવી દેશે " યુવક એક સરદારને અનગસિહની સામે ઉભો રાખી, હસતો હસતો સમરક્ષેત્રની મધ્યમા ચાલ્યો ગયો

અનગસિહ ગુચવાયો, ક્રોધથી તે બળતી જ્વાળા શો પ્રજ્વળી રહ્યો મુગુટધારી નૃપતિઓ તેની શક્તિઓને અજય્ય માનતા ત્યારે આ એક યુવક રાજકુમાર તેને પડકારી રહ્યો હતો શિવમદિર નગરીનો તે નૃપતિ સમરક્ષેત્રમા વિજય કે મૃત્યુના નિશ્ચયથી દોરવાયેલો—તે મહાપુરૂષનો શુ ન્હાનકડા સુરતેજ નગરનો યુવરાજ તિરસ્કાર કરી જાય ?

અશ્વને તેણે ફેરવ્યો ને ચિત્રગતિએ રોકેલા સરદારનો એક ઘાએ શિરચ્છેદ કરી નાખી તે ચિત્રગતિની પાછળ દોડ્યો રામની પાછળ દોડતા રાવણુ શો તે શોભી રહ્યો ચિત્રગતિ રામનો અવતાર હોય કે ન હોય, અનગસિહ પાસે રાવણુની સિદ્ધિ હોય કે ન હોય—પણુ બને રામ–રાવણુ શા ઝઝુમતા હતા યુદ્ધનુ કારણુ પણુ સરીખુ જ હતુ

સુમિત્રની એક બ્હેન વિજયમતિને અનગસિહનો પુત્ર કમલ હરી ગયો હતો કલિગના નૃપતિ સાથે તેને પરણાવેલી હતી, પણુ તે નૃપતિ તો કમલ સાથેના યુદ્ધમા હોમાઈ

ગયો હતો. તેના નાશ પછી વિજયમતિના રક્ષણુની અને કલિંગની સ્વતંત્રતાની જવાબદારી સુમિત્ર પર આવતી. સુમિત્ર વીર નૃપતિ હતો, શક્તિશાળી યુવક હતો; પણ અનંગસિંહને વગર વિચાર્યે કે સંપૂર્ણ તૈયારી વિના યુદ્ધનું આમંત્રણ આપવું તે વિનાશને નોતરી લેવા સરીખું હતું. તેણે ચિત્રગતિની મદદ માગી. ચિત્રગતિ મિત્રની સ્હાયે ત્વરાથી આવી પહોંચ્યો અને બંનેનાં સંયુક્ત સૈન્યે કમલ સાથે યુદ્ધ આદર્યું. કમલ તે યુદ્ધમાં હારી ગયો. અનંગસિંહ તેની મદદે આવ્યો અને સુમિત્ર તથા ચિત્રગતિને તેણે પડકાર કર્યો. ચિત્રગતિ તેનો તિરસ્કાર કરી ચાલ્યો ગયો.

તે તિરસ્કાર અનંગસિંહના ક્રોધને પ્રજવલિત કરશે, તેની શક્તિઓને અમર્યાદિત બનાવશે, પોતાની સામે અંતિમ શસ્ત્રને સજ્જ કરવા તે તેને પ્રેરશે તે ચિત્રગતિ જાણતો હતો; પણ તે જાણતો હતો માટે જ તેણે તે પન્થ સ્વીકાર્યો હતો. અનંગસિંહ કુનેહપૂર્વક યુદ્ધ કરે, વિજયની ગણતરી પર સૈન્યની દોરવણી કરે, શત્રુપક્ષની શક્તિને નિરર્થક બનાવે અથવા તેનો પોતાના લાભમાં ઉપયોગ કરવાનો પ્રયત્ન કરે તે કરતાં તે આંધળો થઇ સમરક્ષેત્રમાં ઝંપલાવી નાંખે તે ચિત્રગતિ વધુ ઇચ્છતો. ને ચિત્રગતિની ઇચ્છા અનંગસિંહે પાર પાડી.

સમરક્ષેત્રની મધ્યમાં તે ચિત્રગતિની પાછળ દોડી આવ્યો. તેના સૈન્યે તેને રોકવાનો પ્રયત્ન કર્યો, પણ આંખો મીંચી તેણે ઝંપલાવ્યું અને શત્રુપક્ષના સૈન્યમાં ચાલ્યો ગયો. ચિત્રગતિએ અવસર પારખ્યો. નૃપતિની સામે આવી તેણે તેના ક્રોધને પ્રજવલિત કર્યો અને તેની સાથે દ્વંદ્વયુદ્ધ આદર્યું.

બને પક્ષના સૈન્યો આ યુદ્ધ સામે ઉત્સુકતાપૂર્વક તાકી રહ્યા તેના પરિણામ ઉપર તેમના જીવન-મૃત્યુનો આધાર હતો સ્વદેશની સ્વતંત્રતાની તે સાંકળ હતી બનેએ નિજ-નિજના નાયકોને વિજયી બનાવવા પ્રયાસો આદર્યા ચિત્ર-ગતિના સૈન્યે અનંગસિંહને પોતાની વચ્ચે જ રોકી રાખવાનો અને નાયકને ઉત્સાહિત કરવાનો પન્થ સ્વીકાર્યો, વિરોધી-પક્ષે નિજ-નાયકને યુદ્ધભૂમિની વચ્ચે ખેંચી લાવવાનો અને ચિત્રગતિની શક્તિઓને નિરર્થક કરવાનો માર્ગ લીધો અનંગસિંહનો પક્ષ વિજયી થયો તેનું સૈન્ય તેને પાછા ખેંચવામાં સફળ થતું લાગ્યું ને ચિત્રગતિ વિફર્યો

ત્વરિત ગતિથી તે અનંગસિંહની પાછળ પડ્યો, પણ તેને તો તેના સૈનિકો રત્નની જેમ સાચવીને ખેંચી જતા હતા તેને પકડવો અશક્ય હતો, પકડ્યા વિના વિજય અશક્ય હતો, વિજય વિના ન્યાય અને તેનું જીવન અશક્ય હતું સર્વને બચાવવાને તેણે વિદ્યાઓને પોતાની સહાયે બોલાવી વિદ્યાઓ આવી અને તે વિદ્યાઓની મહાશક્તિથી તેણે યુદ્ધક્ષેત્રમાં અંધકાર વિકુર્વ્યો અંધકારમાં સર્વ અથડાવા લાગ્યા અનંગસિંહના સૈનિકો નિજ નાયક તરફથી જુદા પડી ગયા ચિત્રગતિએ અનંગસિંહનું સર્વશ્રેષ્ઠ 'ખડ્ગ' શસ્ત્ર ઝુંટવી લીધું, ને શસ્ત્ર અને વિજયમતીને લઇ તે સૈન્ય સાથે પાછો ફરી ગયો તિમિરના ગાઢ પટો વિખરાતાં ખડ્ગહીન બિચારો નૃપતિ એકમેક સાથે અથડાઈ પડેલા નિજ સૈનિકો સામે આશ્ચર્યથી તાકી રહ્યો.

તેની આંખોમાથી અગ્નિ ઝરવા લાગ્યો દેહ સમસ્ત

વિદ્યુતપ્રવાહના વ્હેણ સાથે ધ્રુજવા લાગ્યો. તેના હસ્તોમાં બાહુબળનું બળ વ્યાપ્યું. તે અગ્નિ, વિદ્યુત, બળ-સર્વના એકત્રત્વમાં ચિત્રગતિ અને તેના સૈન્યને હોમી નાંખવાને તે તૈયાર થયો.

સૈન્યને તેણે ચિત્રગતિની પાછળ જવાને ઉશ્કેર્યું. તે પોતે શક્તિના પરમ દૈવતથી ઇન્દ્ર પુંઠે દોડતા રાક્ષસરાજ શો શોભવા લાગ્યો; પણ પળના વિચારે તે અટક્યો. ચિત્રગતિની પાછળ જવું તેને નિરર્થક લાગ્યું. વિદ્યાશક્તિના સ્વામી કુમારને શી રીતે પહોંચવું ? તેવા વિચારમાં તેની સામે એક સ્મરણ-કથા આવી ઉભી:

શિવમંદિરના સિંહાસને તે મંત્રીઓ સાથે ચર્ચા ચલાવી રહ્યો હતો. અરૂન્ધતી અને અપ્સરા શી પુત્રી રત્નવતીને યોગ્ય વર ક્યાંથી શોધવો ? તેણે જોશીઓને આમન્ત્ર્યા. જોશીઓ આવ્યા, તેમણે કુંવરીની કુંડળી જોઇ, તેનો ગ્રહયોગ પારખ્યો, નૃપતિના ગ્રહયોગ સાથે તેને સરખાવ્યો, અને અન્તે એક મતે તેમણે ઉત્તર આપ્યો: “ મહારાજ, કુમારી માટે આપ નિરર્થક ચિન્તા કરો છો. જે કુમાર સાથે તેને લગ્નયોગ છે તે કુમાર તો વિશ્વનો શક્તિશાળી યુવક હશે. આપને આંગણે તે યુદ્ધમાં ચાલ્યો આવશે. પાછા જતાં તે આપનું શસ્ત્રરત્ન ‘ખડ્ગ’ ઝુંટવી જશે. સિદ્ધતીર્થમાં દેવતાઓ તેના પર પુષ્પ-વૃષ્ટિ કરશે. તે ખડ્ગ ઝુંટવનાર અને પુષ્પવૃષ્ટિના નાથને આપ આપનો જમાઇ માની લેજો. ” જોશીઓને તેણે વિદાય આપી ને પોતાનાથીયે શક્તિશાળી યુવક નિજકુંવરીનો

હાથ ઝીલશે તે વિચારથી તેના મુખ પરની નિત્યની ગ્લાનિ અદ્રશ્ય થઈ, તેને સ્થાને હર્ષ છવાયો

તે હર્ષના સ્મરણુ સાથે સમરક્ષેત્રમા ક્રોધથી તપ્ત થઈ રહેલા મુખ પર સ્મિતની અમીવૃષ્ટિએ વિજય મેળવ્યો તે વૃષ્ટિમાથી શાતિના પરમ કિરણો ઝરવા લાગ્યા સૈન્ય સાથે અવિજયી છતા વિજયી નૃપતિ નિજ નગરે પાછો ફર્યો

" જોશીઓની પ્રથમ શરત સિદ્ધ થઇ છે બીજી સિદ્ધ થતા કુમારી તેની સાથે સ્નેહગ્રન્થીથી સધાય તો લગ્નમા વાધો શો ? " મનને તે પ્રશ્ન પૂછવા લાગ્યો ને હૃદય, મન ને ઇન્દ્રિયો તે પ્રશ્નના ઉકેલમા ગરકાવ થઇ

× × × ×

" ભાઇ સુમિત્ર, તારો પન્થ ઉજ્વળ હશે, શાત હશે, શ્રેષ્ઠ હશે પણ સુસાધ્ય અને સરળ તો નથી જ જીવનની મધ્યમા તે સ્વીકારી આયુષ્યની અતીમ પળ સુધી તે પ્રત્યે પ્રેમ સાચવી રાખવો તે દુષ્કર છે સન્યાસધર્મ તો જીવનના અતિમ વર્ષોમા—વૃદ્ધાવસ્થામા સ્વીકારવાને સર્જાયો છે તેના અત્યારે આચરણુ શા ? " ચિત્રગતિએ પ્રવ્રજ્યા ધારણુ કરવાને સજ્જ થયેલા સુમિત્રને સલાહના વેણુ સભળાવ્યા

સુમિત્ર ચક્રપુરના ધર્મમન્દિરમા ભોયતળીએ એક ગરમ આસન બીછાવી તે પર બેઠો હતો વસ્ત્રોની સુસજ્જતા અને નિયમબદ્ધતા તોડી નાખી તેણે બે છૂટા પવન સાથે ગેલ કરતા વસ્ત્રોથી પોતાનુ શરીર ઢાકયુ હતુ અલકારોનુ નામનિશાન ન્હોતું. તેની દષ્ટિમાનો નિત્યનો અતૃપ્ત ભાવ ઓગળી

જઇ તેમાંથી શાંત નિર્મળ પ્રકાશ વ્હેતો હતો. તેના મુખ પરનાં પ્રતાપ અને શાહી–સત્તાના લક્ષણો ઓગળી જઈ–અદ્રશ્ય થઈ તેને સ્થાને શાંત નિર્મળ તેજ પ્રકાશતું. અત્યારે તે ભાવિ જીવનપન્થના પ્રયોગો કરી રહ્યો હોય તેમ લાગતું હતું.

ચિત્રગતિની સલાહ સાંભળી તેણે તેના મુખ પર શાંત દૃષ્ટિનો પ્રભાવ અજમાવી તેને પીગળાવી નાંખ્યો. તેના પર પોતાની આત્મિકસત્તાનો પ્રભાવ પડ્યો છે તે નિશ્ચિત થતાં તે ધીમા, શાંત ને સુરમ્ય સ્વરે બોલ્યો: “ભાઈ, તારી દૃષ્ટિમાં હું સમાનભાવ પણ નથી જોઇ શકતો ત્યારે તેને વિશ્વ–દૃષ્ટિ તો કયાંથી જ માની શકું ? જે સલાહ તું મને નિશ્ચિંતપણે આપી રહ્યો છે, તે જ સલાહ તારાં પ્રજાજનને આપતાં તું ચોક્કસ અચકાય; કારણ કે હું તારો મિત્ર છું, તારી પ્રજા તને તેવી નથી લાગતી. અને જો તને તે તેવી લાગતી હોય–મને આપી તેવી સલાહ તેને આપી હોય ને તારાં પ્રજાજનમાંથી કોઈ પણ યુવાનવયે યોગી ન બન્યો હોય તો હું તને કમભાગ્યશાળી લેખું; પણ તું તો ભાગ્ય-શાળી છે. મિત્ર શંકા ન કર. સંન્યાસ–ધર્મનો સ્વીકાર એ તો સ્વાર્પણનો મહાપન્થ. કરમાયેલાં કુસુમોની માળા ગુંથી જગસ્વામીને તે પહેરાવો કે નીચવાયલ જીવનમાં સંન્યાસધર્મ ઉચ્ચરી સ્વાર્પણનો મહાપન્થ સ્વીકારો તે સરીખું જ છે. તું સમજ્યો ને ? મને મારો પન્થ વ્હાલો છે. તેમાં તું સ્હાય ન કરે ?”

ચિત્રગતિ સ્તબ્ધ બન્યો. સુમિત્રના વાણીપ્રવાહમાં તે

ખેંચાઇ ગયો સમરક્ષેત્રનો વીર ધર્મક્ષેત્રમા દીન બન્યો. સુમિત્રના મુખથી દૃષ્ટિને દૂર રાખી તે બોલ્યો "વ્હાલા બન્ધુ, તારા જીવનપન્થ વિષે શકા કરવી તે પાપને વ્હોરવા સરીખુ છે હુ તને તારા માર્ગમા શી સહાય કરી શકુ ?"

સુમિત્ર પ્રફુલ્લિત થયો ચિત્રગતિની દીનતાને તિરસ્કારતો તે બોલ્યો "મારી દલીલો સામે ટક્કર ઝીલવાને બદલે આટલો દીન શાને બને છે ?" મુખ પર તેણે પ્રશસાસૂચક ભાવ ધારણ કર્યો "તુ તો મહાપુરૂષ છે અમ જેવા અલ્પ જીવો સંન્યાસ ધર્મ સ્વીકારી શ્રેષ્ઠ બનવાનો પ્રયત્ન કરે, પણ તું તો સસારમા રહ્યો છતો જગ-સંન્યાસી છે હું સન્યાસ સ્વીકારૂ છુ પણ અલ્પ છુ મારો સન્યાસ સસાર-આસક્તિથી દૂષિત ન બને તે અર્થે હુ તારી સહાય ઈચ્છુ છું. મારા પુત્રને હુ રાજ્ય સોપુ છુ પણ તેનો વાલી અને પ્રજારક્ષક તો તુ જ રહે પુત્રની ન્હાની વય સુધી તેની, કુટુબની ને પ્રજારક્ષણની જવાબદારી તારે શિર રહે તૈયાર છે ?"

"ત્હારા શબ્દ માટે તો મારૂ શિર પણ તૈયાર છે" હર્ષ-પુલકિત વાણીમા ચિત્રગતિએ ઉત્તર આપ્યો

સુમિત્રે તે ઉત્તરમા નિજ જીવનનુ પ્રતિબિબ નિહાળ્યુ પોતે સાધુ થતો હતો, ચિત્રગતિ સંસારી હતો, છતા તેના સસારી જીવનનુ પ્રતિબિબ નિજ સાધુજીવન કરતાએ તેને ઉત્કૃષ્ટ લાગ્યુ. ચિત્રગતિને તેણે માનસિક વદન કર્યું ને તેને તથા મત્રીઓને સર્વ વ્યવસ્થા સોપી ચારિત્રવ્રત અગીકાર કરવાને તે પુર બહારના ઉદ્યાનમા ચાલ્યો ગયો.

ઉદ્યાનમાં તે સમયે સુયશા કેવળીનો વાસ હતો. મંત્રીઓએ તે ઉદ્યાનને નૃપતિનું પ્રવ્રજ્યા–ગ્રહણ નિશ્ચિત હોવાથી અપૂર્વ રીતે શણગાર્યું હતું. ચારિત્રવ્રત ઉચ્ચરવાને જોઇતાં સર્વ સાધનો ત્યાં તૈયાર હતાં. સુમિત્રે ત્યાં આવી ચિત્રગતિ, પુત્ર, મંત્રીવર્ગ ને પ્રજાની પ્રશંસાવૃષ્ટિ વચ્ચે સુયશા કેવળી પાસે સંન્યાસ ધર્મ સ્વીકાર્યો. પ્રજાએ હર્ષોત્સવ ઉજવ્યો.

સુમિત્રનું સંન્યાસ જીવન ઉજ્વળ નીવડ્યું, પ્રશંસનીય નીવડ્યું. તેના જીવન સ્વાર્પણે સામાન્ય માનવીમાં નિજ જીવન કરતાં ઉચ્ચતર જીવનના અસ્તિત્વ વિષેની શ્રદ્ધા ઉત્પન્ન કરી. તે શ્રદ્ધાને વધુ વિકસિત કરવાને, તે પન્થને વધુ ઉજ્વળ ને સ્વાર્પણમય બનાવવાને તેણે નિજ જીવનને હોમી નાંખ્યું. હોમના પાયામાં તેણે દયા, ક્ષમા અને સ્વાર્પણના ભંડારો ભર્યા. તેના પૂર્વજીવનની અપરમાતા ભદ્રાને તો કુદરતે પાપના પરિણામમાં દાટી દીધી હતી, પણ તેનો પુત્ર પદ્મ સુમિત્ર પર વેર લેવાની આશાએ અહીંથી તહીં રવડતો. સંન્યાસી સુમિત્ર જ્યારે ધ્યાનમગ્ન થઈ અરણ્યમાં ઉભો ત્યારે તે નાસી ન જાય તે ઉદ્દેશથી ત્યાં આવી પહોંચેલા પદ્મે તેના પગમાં બે તીર માર્યાં અને તેને રીબાવી રીબાવીને મારી નાંખવાને દોડતો તે તેની પાસે આવવા લાગ્યો; પણ તેની ઉન્માદાવસ્થા અને પાપભાવનાએ તેને અરણ્યની એક ઉંડી ખાઇમાં પટકી નાંખ્યો.

ધ્યાનનિવૃત્ત મુનિ પદ્મનો ઉદ્દેશ કળી ગયા, પણ તેને ખાઈમાં પટકાતો જોતાં માનવીને બચાવવાને લંગડાતે પગે તેઓ તે ખાઈની દિશામાં દોડવા લાગ્યા. પદ્મની–માનવીની

આ સ્થિતિ જોઈ તેમને મનમા લાગી આવ્યું. પદ્મને બહાર ખેચી કાઢવાને વસ્ત્રનુ દોરડુ બનાવી તેમણે તેને ખાઇમાં નાખ્યુ પદ્મ માનવ મટી રાક્ષસ બન્યો નાખેલ દોરડાને પકડી તેણે જોસનો એક ઝાટકો માર્યો ને મુનિ તે ખાઈમા પટકાઇ પડ્યા પળવારમા બ નેના પ્રાણ નીકળી ગયા તેમની ગતિ તો તેમનુ કર્તવ્ય જ નિર્મે–આપણને તેમાં કલ્પનાનો પણ અધિકાર શો ?

× × × ×

સિદ્ધતીર્થ તે કાળે પ્રાણી માત્રને પૂજ્ય સૃષ્ટિ પરનું સર્વશ્રેષ્ઠ તીર્થ હતુ માનવીની ત્યા બુદ્ધિ ઠલવાતી, દેવો ને વિદ્યાધરોની ત્યા વિદ્યા અને શક્તિ વપરાતી, અપ્સરાઓ ત્યા નૃત્ય કરતી, શોકના વિસ્મરણાર્થે તેની યાત્રા પ્રાણી માત્રને આવશ્યક ગણાતી

સુમિત્રના અવસાનથી ચિત્રગતિ નિશ્ચેતન શો બની ગયો હતો. શોક નિવારવાને તેનો પિતા સૂર નૃપતિ તેને અહીં લઇ આવ્યો ચિત્રગતિને પિતા સરીખુ માન આપતો સુમિત્રનો પુત્ર પણ તેની સાથે મ ત્રીવર્ગ ને રાજકુળ સહિત તે તીર્થમા આવ્યો રાજવીના સ ગમ સ્થાનનું તે તીર્થ સરિતાઓના સ ગમ સ્થાનના તીર્થ કરતાએ વધુ શોભવા લાગ્યું

શિવમ દિરના નૃપતિને સમાચાર મળતા તે પણ પોતાની પુત્રી રત્નવતી સાથે વાયુવેગે ત્યા આવી પહોચ્યો ચિત્રગતિ અને સુમિત્રના પુત્રને અન ગસિ હ સામે વેર હતુ, પણ તે તો અહીં મિત્રતાના સ્વરૂપમા પરિણમ્યુ , પરમ યોગીઓની સાન્નિધ્યમા મૃગ ને વ્યાઘ્ર મિત્ર થઇ ફરે ત્યારે, સુતીર્થની

દૈવીભૂમિમાં વૈરીઓ પોતાના વેર ન વિસરે તો તે તીર્થ પણ શાનું ?

રાજવીઓએ એકત્ર થઇ તીર્થના નાથની સેવા આદરી. દેહ, કુટુંબ ને રાજ્યને ભૂલી તેઓ મનનાં કુસુમો ને આત્માની અંગુલીઓથી પ્રભુને પૂજવા લાગ્યા. પ્રભુપૂજાના પ્રેમી હોય કે ન હોય પણ પૂજનારની પરમ ભાવના અને પૂજાનું પરિણામ તેને આડકતરી રીતે પણ આવી મળે છે. પરિણામ પ્રભુને હાથે માની તેની યાચના સહ પૂજા કરતો માનવી પ્રભુથી દૂર જઈ પરિણામને પૂજે છે. પરિણામની પૂજાથી શું વળે ?

ચિત્રગતિની પૂજામાં પ્રભુપૂજાનું પરમ તત્ત્વ હતું. તે તત્ત્વે સ્વર્ગલોકનાં સિંહાસનો ડોલાવ્યાં, રત્નવતીનું હૃદય ડોલાવ્યું. ડોલ્યાં સિંહાસનોમાંના એકનો સ્વામી–પૂર્વભવે ચિત્રગતિનો મિત્ર સુમિત્ર ચિત્રગતિની પાસે આવી પહોંચ્યો. અદ્રશ્ય રહી તેણે તેના દર્શન કર્યાં, અને મસ્તક પર પુષ્પવૃષ્ટિ વરસાવી તે ચાલ્યો ગયો. પરિણામને પૂજતા અનંગસિંહે આ સર્વ જોયું અને જોશીઓને તે ધન્યવાદ આપવા લાગ્યો.

રાજવીઓ વેરાયા ને સર્વ નિજ નિજના રાજ્યમાં પહોંચ્યાં. ચિત્રગતિએ સુમિત્ર–પુત્રને 'વાલીપણું' ત્યજી પૂર્ણ સ્વતંત્રતા અર્પી. અનંગસિંહે સૂર નૃપતિ પાસે રત્નવતી સાથે ચિત્રગતિના વિવાહનું કહેણુ મોકલ્યું. નૃપતિએ હર્ષ પુલકિત થઇ તેનો સ્વીકાર કર્યો ને ચિત્રગતિને રાજ્ય સોંપી પોતે નિવૃત્તિ ધારી.

ચિત્રગતિનો લગ્નોત્સવ અને સૂર નૃપતિનો પ્રવ્રજ્યા ગ્રહણ–ઉત્સવ સાથે ઉજવાયા ચિત્રગતિના લગ્નની પ્રથમ રાત્રી અને ઉત્તર જીવનના પન્થની વર્ણનાત્મક કથા પડતી મૂકી જીવનના પ્રસગો પરથી તેને કલ્પી લેવાનો ઈસારો કરવામા પાપ તો ન જ હોય ને ?



# રાજકુમાર



"રક્ષણ કરો ! રક્ષણ કરો !"–ની બૂમો મારતો એક પુરૂષ કોશલની સીમને વટાવતો હતો. તેનાં વસ્ત્રો જીર્ણ થઈ ગયા હતાં, પગમાંથી લોહી વહેતું, તેના મુખને ઢાંકવાનો તેણે પ્રયત્ન કર્યો હતો; છતાં તે મુખની ભયત્રસ્ત રેખાઓની પાછળ સંતાયેલ દાંભિક, શિકારી ને અતૃપ્ત ભાવ કુશળ અવલોકનારની દૃષ્ટિથી છુપાઇ ન શકતાં. ભયનો માર્યો તે દોડતાં દોડતાં હાંફતો હતો.

તેની પાછળ દૂરથી 'પકડો, પકડો' ની બૂમો મારતા કેટલાંક મનુષ્યો દોડ્યા આવતાં હતાં. તે મનુષ્યોના સામુદાયિક ધ્વનિમાં આ પુરૂષના દોષિતપણા વિષે સ્પષ્ટ ઇશારો હતો. પુરૂષ તે સમજ્યો, ભયથી ધ્રુજી ઉઠયો અને આસપાસ દૃષ્ટિ ફેંકી. દૂર વડલા નીચે અશ્વને અઢેલીને એ રાજકુમાર ઉભા હતા. તેમના મુખ પર સાહસ, તેજસ્વિતા અને યુવાવસ્થાનાં લક્ષણો તરવરી રહ્યાં હતા. પુરૂષે તે પારખ્યાં અને વધુ ભયત્રસ્ત હોવાનો ડોળ કરી તેણે વડલા પ્રતિ દોટ મૂકી. તેની પાસે આવતાં તે પટકાઇ પડયો.

બ ને કુમારોએ આ દ્રષ્ય જોયુ અને લાગણીવશ થયા, પણ પાછળ દોડયા આવતા મનુષ્યોનો અસ્પષ્ટ ધ્વનિ પણ તેમણે સાભળ્યો હતો આ સ્થિતિમા તેમનો ધર્મ શો ? બ નેએ પળભર વિચાર કર્યો અને તેમાના એકે તે પટકાઈ પડેલ પુરૂષને ઉંચકી લાવી તેને આસન પર સુવાડયો બીજો કુમાર ચમકયો, પણ પહેલાના વ્યકિતત્વમા તે અ જાઇ ગયો. બ નેએ તે પુરૂષમા ચેતન આણવાને પ્રયાસ આદર્યા

પણ તેમનો પ્રયાસ સફળ થાય તે પહેલા લોકસમૂહ ત્યા આવી પહોચ્યો રાજકુમારોના પ્રભાવમા સર્વ અ જાઈ ગયા, પળભર કઇક અચકાયા, પણ છેવટે તેમણે કુમારો પાસે તે પુરૂષની–કોશલના લુ ટારાની–તે પ્રદેશના હત્યારાની–વિન તિપૂર્વક માગણી કરી કુમારો તે પ્રત્યે દુર્લક્ષ્ય દર્શાવી પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહ્યા ને લોકસમૂહે મર્યાદા મૂકી કુમારો પાસેથી તે પુરૂષને ઝુ ટવી લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેમા નિષ્ફળ જતા કુમારોને પણ યોગ્ય શિક્ષા કરવાના તેઓ નિશ્ચય પર આવ્યા

કુમારો તો તૈયાર જ હતા સાહસ–સમુદ્રોનુ મન્થન તેમના પર્યટનનો આશય હતો આશયની સિદ્ધિ અર્થે તેમણે શસ્ત્રો સજ્યા પ્રથમ કુમાર બીજાને આશ્રયી પુરૂષનુ રક્ષણ સોપી સમુદાય સામે ક્ષત્રિયો સાથે એકલ પરશુરામ શો યુધ્ધે ચઢ્યો યુદ્ધપ્રવીણ કુમારની શરવૃષ્ટિ વિરોધીઓને વી ધવા લાગી સર્વ અકળાયા ને નૃપતિની સહાય

યાચવા પાછા ફર્યા. કુમાર તેમને જતાં જોઇ રહ્યો. ન તો ડરાવવાનો કે પુંઠેથી વીંધવાનો તેણે પ્રયોગ કર્યો. તે તો શાંત ચિત્તે હસતો હતો.

પણ તે હાસ્ય સ્થાયી ન નીવડયું. તેનો ઉત્તર આપવાને કોશલપતિ પળવારમાં પ્રજાની સહાયે આવી પહોંચ્યો. ન્યાયમંદિરમાં પ્રજાપોકારનો અસ્પષ્ટ ધ્વનિ પહોંચતાં સૈન્યને સજ્જ કરી તે તુરત પ્રજાની વ્હારે નીકળી ચૂકયો હતો. પોકાર સાથે ગામમાં પેસતી પ્રજાને તે સામે મળ્યો, ને સમાચાર સાંભળતાં ક્રોધથી કમ્પતો તે તેમની સાથે કુમાર સામે આવી પહોંચ્યો.

તેને જોતાં કુમારે તિરસ્કાર યુક્ત હાસ્ય કર્યું. નૃપતિ ચમકયો. આ માનવી ગાંડો તો નહિ હોય? સૈન્ય ને પ્રજા સાથે ઉભેલા નૃપતિ સામે એકાકીપણે યુદ્ધ આદરતાં હસવું–તે બીજું સૂચવે પણ શું? પણ તેના મુખ પરનું તેજ અને વ્યક્તિત્વ નૃપતિને પણ ગભરાવતાં. તેણે શસ્ત્રો ઉચકયા ને કુમારે ધનુષ્યનો ટંકાર કર્યો. કોશલસેના સ્તબ્ધ થઇ ગઈ.

“છોકરા! શું મરવાને આવ્યો છે? ગુન્હેગારને સોંપી ચાલ્યો જા. હું તને માફ કરીશ.” મુખ પર ગભરાટ છતાં કૃત્રિમ તિરસ્કારનો આશ્રય લેતાં કોશલપતિએ કહ્યું.

“મરવાને તો હું આવ્યો છું કે આપ, તે હમણાં જ જણાશે.” સ્મિતભર્યો કુમાર બોલ્યો ને ફરીથી તેણે ધનુષ્ય ટંકાર કર્યો.

કોશલપતિ વિફર્યો, સૈન્યને તેણે આજ્ઞા આપી અને તેણે કુમાર પર ધસારો કર્યો; પણ કુમારે સેનાની મધ્યમાં ધસી

જઈ ધામમા અગ્નિ કણની માફક તેને સળગાવવા-કાપવા માડી કોશલપતિ કુમારનુ આ યુદ્ધકૌશલ્ય જોઇ ગભરાયો-વિચારમા પડયો તેણે કુમારના મુખ પર દૃષ્ટિ ઠેરવી અને સર્વ વિસરી તે તેને ભેટી પડ્યો

યુદ્ધ અટકયુ

"મિત્રનો પુત્ર થઇ જાતને છુપાવવાનો પ્રયાસ કરે છે ? લુચ્ચા!" કોશલપતિએ કુમારને મીઠો ઠપકો આપતા કહ્યુ.

"આપે પૂછવાનો પ્રયત્ન કર્યો હોય તો ને ?" કુમારે તટસ્થ ભાવે કટાક્ષ યુક્ત ઉત્તર આપ્યો

"યુદ્ધમા ન પહોચ્યો તો વાણીમા તો હુ તને કયાથી જ પહોચુ ? પણ મારૂ આમ ત્રણ તો સ્વીકારશોને ? ત્હારા આ રક્ષિતને સદ્દવર્તનની તારી સાક્ષી ઉપર જતો કરૂ છુ બને મિત્રો કોશલનુ આગણુ પાવન કરશો તો ખરા ને ?"

કુમારોએ પોતાની ઉદ્ધતાઇ માટે કોશલપતિની ક્ષમા માગી ને રક્ષિતને સદ્દવર્તનનુ વચન લઈ જતો કર્યો શત્રુતા મિત્રતામા પરિણમી સૈન્ય અને પ્રજાએ કુમારોનો ભાવ-ભીનો સત્કાર કર્યો કુમારોએ તેનો યોગ્ય પ્રત્યુત્તર આપ્યો ને કોશળ ને કોશળપતિની યજમાનવૃત્તિમા બને ઝીલી રહ્યા.

× × ×

અરણ્યની મધ્યમા સરિતાને કાઠડે એક સ્વરૂપવતી કન્યા વિલાપ કરી રહી હતી અજ કે રતિના વિલાપ કરતા યે તે વિલાપમાથી કરૂણ રસની વધુ દ્રાવક ધારા છૂટતી. કારણ-

અજ સરીખુંય ન્હોતું, રતિ સરીખું ય ન્હોતું. તેના સૌન્દર્યમાં લુબ્ધ થયેલ એક પુરૂષ તરવારની અણીએ તેની પાસે ભોગની યાચના કરતો હતો. તેના પાશમાંથી છૂટવાને તે બિચારી કન્યકા જડ-ચેતનનાં અંતરને સ્પર્શતો વિલાપ કરતી હતી.

વાયુ તે વિલાપનો સંદેશવાહક બન્યો હતો. કન્યાની આંખમાંથી સરતાં આંસુડાની ધારને સ્પર્શી તે દૂર દૂર ચાલ્યો જતો અને માનવીને તે કન્યકાનો સંદેશ પહોંચાડતો; પણ વ્યવહારમગ્ન માનવી દુર્લક્ષ્ય દર્શાવી તે સંદેશની મશ્કરી કરતો. વ્યવહાર દ્રષ્ટિના બુદ્ધિહીન જ તે સંદેશને ફાટી આંખે સાંભળતા, હૃદયતન્તુ સાથે ગુંથતા. અરણ્યને કિનારે ઉભેલા એવા બે વ્યવહારહીન કુમારોએ તે સંદેશને ઝીલ્યો ને તેનો ઉત્તર આપવાને અશ્વોને તેઓ અરણ્યની મધ્યમાં દોરવા લાગ્યા.

સરિતાને કિનારે તેઓ આવ્યા ત્યારે કન્યાનો વિલાપ અતિ કરૂણ અને તીવ્ર થયો હતો. પુરૂષની તરવારની અણી તેની ગરદનને સ્પર્શી હતી, કંઠને સ્પર્શવાની તૈયારીમાં હતી. બેમાંના પ્રથમ કુમાર-રાજકુમારે ત્વરિત વેગથી ત્યાં જઇ પહોંચી પુરૂષની તરવારને ઝુંટવી લીધી. પુરૂષ ચકિત થયો, કન્યા હર્ષિત બની.

પણ તે પુરૂષ સામાન્ય માનવી ન્હોતો. વિદ્યાધરોના સરદારનો સુરકાન્ત નામે તે પુત્ર હતો. શકિતની તેણે સાધના કરી હતી, વિદ્યાઓનો તે સ્વામી હતો. તરવાર ઝુંટવાતાં કન્યાને પડતી મૂકી ભુંડની જેમ તે રાજકુમાર પર તૂટી પડયો.

બને વચ્ચે મહાભયકર દ્વંદ્વયુદ્ધ જામ્યુ કન્યા ને બીજો કુમાર તે એકી ટશે જોઇ રહ્યા તેના પરિણામ ઉપર તેમના જીવન–મૃત્યુનો આધાર હતો પ્રભુને તેમણે રાજકુમારના વિજયઅર્થે પ્રાર્થના કરી પાચ ઘડી પર્યન્ત યુદ્ધ લબાયુ, પણ અન્તે રાજકુમારના અપ્રતિમ બાહુબળ ને દૈવી ચારિત્ર–બળ સામે વિદ્યાધરની શક્તિઓ નિરર્થક નીવડી હારેલો વિદ્યાધર વેદનાની ચીસો પાડતો દૂર જઇ પટકાઇ પડ્યો.

રાજકુમારે હવે ક્ષમાધર્મ સ્વીકાર્યો. દુખાર્ત્ત સુરકાન્તની તેણે શુશ્રૂષા આદરી અને કન્યાને રક્ષણ અને અભયવચન આપ્યુ તેના ચારિત્રબળ સામે સુરકાન્ત દીન બન્યો તેની આખોમાથી ખળખળ અશ્રુ વહેવા લાગ્યા કન્યા ને કુમારની તેણે ક્ષમા ઈચ્છી અને કુમારને નિજ વસ્ત્રમાથી એક મણિ ને મૂલિકા લઇ આવવાની પ્રાર્થના કરી

કુમાર તે લાવ્યો ને સુરકાન્તના કહેવા પ્રમાણે મૂલિકાને ઘસી તે ઘર્ષણ સ્થાન પર મણિ–સ્પર્શિત પાણી રેડયુ. મિશ્રણની સુવાસે દશે દિશાને સુગધીત કરી મૂકી તે સુગધિત વાયુ અગે અગને સ્પર્શી જતા સુરકાન્ત સર્વાગ સપૂર્ણ લાગવા માડયો ભૂમિ પરથી ઉઠી તેણે કન્યા અને કુમારને વદન કર્યું.

“આપનુ નામ તો અપરાજિત કુમાર ને ? રાજકુમારને તેણે પૂજ્યભાવથી છતા સસ્મિત વાણીમા પૂછ્યું

“હા !” આશ્ચર્યપૂર્ણ કુમારે ઉત્તર આપ્યો.

“મેં તમને કોઇક સ્થાને જોયા છે.” તે બોલ્યો ને કુમારીના મુખ પર તેણે વેધક દૃષ્ટિ નાંખી.

કુમારને જોતાં તેના મુખ પર લાલી પથરાઇ રહી હતી. તેના અંગે-અંગમાંથી ધ્રુજારી નાસી જઇ તે સ્થાને કુસુમ સ્વામીનો માદક રસ ભરાયો હતો. તેની દૃષ્ટિમાંથી ભયત્રસ્તતા નાસી જઇ તે શાંત નિર્મળ તેજે પ્રકાશતી. નવયૌવનાનો લાલિત્ય મઢ્યો દેહ તેને મોહકતા અર્પતો છતાં આ સર્વને સ્પર્શતો રસ થીજેલો હતો, તેમાં કંઇક ઉણપ લાગતી; પણ કુમારનું નામ સાંભળતા તે રસ ઝરવા લાગ્યો, ઉણપ અદ્રશ્ય થઇ. અંગે-અંગમાં ચેતન ઉભરાયું. રસમંદિરની તે સામ્રાજ્ઞી બની. તેના નયનમાંથી નવોઢાને સહજ પ્રેમરસ ઝરવા લાગ્યો. પહેલાં તે સંગેમરમરની શિલા હતી, કુમારને જોતાં શિલામાંથી રસમંદિરની પ્રતિમા બની. કુમારનું નામ સાંભળતા તે પ્રતિમામાં ચેતનનાં પૂર ઉભરાયાં.

વિદ્યાધરે કુમારનો હસ્ત ઝાલ્યો અને તે કુમારી પાસે જઇ પહોંચ્યો. કુમારીના હસ્ત સાથે રાજકુમારના હસ્તને મેળવી તે બોલ્યો: “કુમાર, ખેચરપતિ રત્નસેનની આ રત્નમાળા નામે પુત્રી છે. ન્હાનપણથી જ તેનો વિદ્યાધરો પર પ્રેમ ઉભરાય. મેં તે પ્રેમને મારા પ્રતિ વાળવા પ્રયત્ન કર્યો પણ એક જ્ઞાનીએ કહ્યું કે તે પ્રેમ તો સિંહપુરના હરિણંદી રાજાનો યુવરાજ કુમાર અપરાજિત જીતી જશે. હું અપરાજિતનો વૈરી બન્યો. તેને મારવા મેં પ્રયત્ન કર્યો, પણ હું નિષ્ફળ ગયો. ત્યાં નિષ્ફળ જતાં મેં રત્નમાળા પર મારો પંજો ઉગામ્યો. હું તેને સતાવવા લાગ્યો, લાલચો આપવા

લાગ્યો, ભયથી ખ્હીવરાવવા લાગ્યો, પણ તે નિશ્ચલ રહી અન્તે હું તેને અહીં ઉપાડી લાવ્યો અને કયા તો લગ્ન કે ,કયા મૃત્યુ–એમાથી એકનો નિશ્ચય કરી લેવાની મે તેને ધમકી આપી તે કલ્પાત કરવા લાગી ને તે કલ્પાન્તના સૂર સાભળી તમે અહીં આવી પ્હોચ્યા મને આપ હુગવી શકયા અને કુમારી આપના પ્રત્યે સ્નેહદૃષ્ટિથી તાકી રહી હતી, તે પરથી મે આપને અપરાજિત કુમાર માન્યા મારી તે માન્યતા સાચી પડી છે જ્ઞાનીના વચનને સાર્થક કરવા આપ આ કુમારીનો હસ્ત ગ્રીલો તેને બ્હેન તરીકે ગણી હુ આ મણિ અને મૂલિકાનુ તેને કન્યાદાન આપુ છુ અને આપના આ મિત્રને વેશ પરિવર્તનની સર્વશ્રેષ્ઠ ગૂટિકા ." તે બોલતો હતો ત્યાં અ તરિક્ષમાથી એક વિમાન ઉતર્યું ખેચર-પતિ રત્નસેન તે વિમાનમા કન્યાને શોધતો અહી આવી પ્હોચ્યો ,હતો

રાજકુમારે તેને સર્વ સમાચાર આપ્યા રત્નસેન હર્ષિત થયો અને રત્નમાળા ને અપરાજિતના ત્યા ને ત્યા તેણે લગ્ન કરી નાખ્યા સૂરકાન્તે તેમને મણિ, મૂલિકા ને ગૂટિકા ભેટ આપ્યા રત્નસેને પણ યોગ્ય પ્રદેશ કન્યાદાનમા આપ્યો. સસરાના આમ ત્રણનો સવિનય અસ્વીકાર કરી કુમાર મિત્ર અને પત્ની સાથે પુન· પર્યટને નીકળી પડયો.

× × × ×

કરેણુ સરિતાના નિર્મળ જળ સુમ દિરપુરની સીમને સ્પર્શીને ચાલ્યા જતા પ્રભાતના બાળસૂર્યનો સોનેરી ચળકાટ તે સરિતાના નીરને સ્પર્શી નગરીને ભેટવા પ્રસરી જતો.

દશે દિશાથી છૂટતો પક્ષીઓનો સુમધુર કલરવ કર્ણપ્રિય લાગતો. ગ્રીષ્મ ઋતુની પ્રભાતનો સુગંધિત વાયુ શરીરને સ્પર્શતાં જ માનવીને રોમાંચિત કરી મૂકતો.

સરિતાને કિનારે ત્રણ અશ્વો પાણી પીતાં ઉભા હતા. કુમાર અપરાજિત, તેની કાન્તા રત્નમાળા ને સાથી વિમલબોધ તે અશ્વો પાસે ઉભાં ઉભાં વાતચીત કરી રહ્યાં હતાં. અરણ્યને તજ્યા પછી તેઓ અહીં જ વિસામો લેતાં હતાં.

" રત્નમાળા, તું તો ખરે જ મારૂં અણમોલ રત્ન છે. પર્યટનમાં તારો સાથ મારા જીવનને ઉલ્લાસ રસથી લીંપે છે. તે રસ વિનાનું શુષ્ક જીવન તો તટસ્થ દૃષ્ટિથી વસ્તુને નિહાળી શકે, પણ વસ્તુના ઉદ્ધાર અર્થે તેમાં ઝંપલાવતાં અચકી પડે. ઝંપલાવે તો ઉદ્ધારને રસવાહી તો ન જ કરી શકે. મને તેવો બનતાં તે અટકાવ્યો છે. પરમ ઉપકારની પ્રતિમાને પૂજનીય કહેવી તે વધુ પડતું તો ન જ હોય. " રત્નમાળાની પરમ પ્રશંસા કરતાં અપરાજિતે કહ્યું.

" સ્વામિન્, સ્ત્રીઓનો પરમ ધર્મ........" પણ તેનું બોલવું પૂરૂં થાય તે પહેલાં સામે કિનારેથી આવતા શોરબકોરે તેમનું ધ્યાન ખેંચ્યું. કુતુહલ વૃત્તિથી વૃત્તાંત જાણવાને ત્રણે જણ અશ્વ પર ચડી સામે પાર જવાને નીકળી પડ્યાં.

ત્રણમાં બે પુરૂષ હતા, એક સ્ત્રી હતી; છતાં ત્રણેએ પુરૂષ–વસ્ત્રો ધારણ કર્યાં હતાં. ઉપલક દૃષ્ટિને જાતિભિન્નતા જણાઇ જવી અશકય હતી. ત્રણેએ વસ્ત્રોને ઠીકઠાક કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ અસ્તવ્યસ્તતા છુપાઈ ન શકતી. તેમના

મુખ પર અવિશ્રાંત શ્રમની છાયા સાથે પ્રભાતનો ઉન્માદક રસ-પ્રવાહ મળી ગયો હતો.

સામે પાર જઈ પહોચતા તેમણે જોયું કે પ્રભાતનાં પહોરમા પ્રકૃતિના દર્શન અર્થે નીકળી પડેલ નગરજનો બે સંદેશવાહકોને વીંટળાઈ વળ્યા હતા સદેશવાહકોના હાથમા રાજમુદ્રાંકિત પત્ર હતા અને લોક સમુદાયને તેઓ તે પત્ર વાચી સભળાવતા હતા. ત્રણ સ્વારોને જોતા લોક સમુદાયે નબળાઈમિશ્રિત નમ્રતા ને વિનયથી તેમને માર્ગ આપ્યો. સ્વારોએ સદેશવાહકો પાસે જઈ પહોચી તેમના હાથમા સુવર્ણસિક્કો મૂક્તા સદેશ જાણ-વાની ઉત્સુક્તા દર્શાવી

" મહારાજ ! " પ્રથમ સંદેશવાહકે રાજકુમારના વ્યક્તિ-ત્વમા અંજાઇ જતા કહ્યુ " આ સુમંદિરપુરના નૃપતિનો સદેશ હુ વાટે વાટે સભલાવતો ફરૂ છુ સિંહ સાથેના દદયુદ્ધના ઘા તેમને જીવલેણ નીવડવાનો સભવ છે. જે માનવી તે ઘાન પરિણામમાથી નૃપતિને મુક્ત કરે તેને અર્ધરાજ્ય સોપવાને આ સત્તાવાહક સંદેશ છે "

રાજકુમારે બીજા સદેશવાહક તરફ જોયુ સ્વારોને નમન કરતો તે બોલ્યો " કુમાર, જનાનદપુરના જિતશત્રુ રાજાનો હું સંદેશવાક છું. આસપાસના પ્રદેશમા તેમનો સંદેશ પહોચાડી વિના ઉત્તરે હું આજે પાછો ફરૂ છુ "

" પણ તારો સંદેશ તો સંભળાવીશ ને ? "

" હા. મારા નૃપતિને પ્રીતિમતી નામે એક પુત્રી છે. તે પુત્રી પુરૂષ માત્રને ધિક્કારે છે અને તેમને અલ્પ માને છે.

ઘણા કુમારોએ તેને વશ કરવા પ્રયત્ન કર્યા, પણ તે નિષ્ફળ નીવડયા. 'જ્ઞાનવિવાદમાં હરાવે તે જ પોતાને પરણે' એવો તેનો દૃઢ નિશ્ચય છે. નૃપતિએ સ્વયંવર રચ્યો, પણ સ્વયંવરના સર્વ ઉમેદવારો તો કુમારીના જ્ઞાનતેજમાં અંજાઈ નૃપતિ પર નિરર્થક ક્રોધે ધુંધવાતા બેઠા છે. નૃપતિએ મને આસપાસના પ્રદેશમાં ત્વરિત ગતિથી ફરી વળી કુમારીને જ્ઞાનવિવાદમાં હરાવી શકે તેવા કોઈ પણ પુરૂષને શોધી લાવવાની આજ્ઞા કરી. તેવો કોઈ પુરૂષ ન મળતાં હું આજે પાછો જાઉં છું." સંદેશવાહકો નિજ નિજને રસ્તે ચાલ્યા ગયા, જન–સમુદાય ઈચ્છિત સ્થાને પહોંચ્યો ને ત્રણ મુસાફરો સરિતાને કાંઠડે વાતો કરતાં ઉભાં રહ્યાં.

"શું કરીશું ?" રાજકુમારના મિત્ર વિમલબોધે સૂચક શાંતિ તોડતાં પૂછયું.

"તે જ પ્રશ્ન છે તો." રાજકુમારે ઉત્તર આપ્યો. "બંને સંદેશનો ઉત્તર આપવાની આપણામાં શક્તિ છે, ને શક્તિનો સદુપયોગ કરવો તે આપણો ધર્મ છે; પણ આપણે ફસાયા છીએ. શ્રીપ્રભને બચાવવા જઈએ તો ક્રોધિત નૃપતિઓ જનાનંદપુરને અસ્તવ્યસ્ત કરી નાંખે. પ્રીતિમતીને હરાવી તે અસ્તવ્યસ્તતા થતી અટકાવવા જઈએ તો અહીંનો પ્રજાપ્રેમી નૃપતિ કમોતે મરી જાય. વિચાર કરવાનો ય અવકાશ નથી. શું કરવું ?"

"મને એક માર્ગ સૂઝે છે." સ્મિત ફરકાવતી રત્નમાળા બોલી: "સૂરકાન્તે અર્પેલી વેશ પરિવર્તનની અદ્‌ભુત

ગૂટિકા તો આપણી પાસે જ છે ને? પછી ચિન્તા શી? હું મારૂ કર્તવ્ય બજાવીશ, તમે તમારૂ કરો મારી શક્તિ વિષે નિ શક રહો તમે યોગી બનો, હુ કુમાર અપરાજિત બનુ યોગીએ નિજ વિદ્યાશક્તિદ્વારા—મણિ ને મૂલિકાદ્વારા શ્રીપ્રભને બચાવી લેવો, અપરાજિતે નિજ જ્ઞાનશક્તિદ્વારા પ્રીતિમતીને વશ કરવી, ને નૃપતિ સમુદાય આડો પડે તો શક્તિનો પરચો બતાવવો યોજના તો ઠીક છે ને?"

"તારી કલ્પના ને વિચારશક્તિ માટે તને ધન્યવાદ ઘટે, પણ તેને કર્તવ્યના ક્ષેત્રમા મૂકતા—કલ્પનાના સ્વામીને વાસ્તવિકતાની ભૂમિ પર પટકતા વિચાર કરવો જોઇએ પ્રીતિમતી જીતાય કે ન જીતાય તે પ્રશ્નને બાજુએ મૂકીએ, તો પણ નૃપતિ સમુદાય વિફરે તો તે સામે તુ અને જિતશત્રુ કોણ માત્ર?" રાજકુમારે શકા દર્શાવી

"આપણા બેમા વધુ શક્તિશાળી કોણ છે, તેનો ભવિષ્યમા વિચાર કરીશુ" રાજકુમારની સ્ત્રીશક્તિ વિષેની માન્યતા પર કટાક્ષ વર્ષાવતી રત્નમાળા બોલી

"તારી જીતમા પણ મારે ગર્વ લેવો જોઇએ."

"વિમલબોધ કુમારનો આશય સમજ્યો અને ગુપ્તસ્થાને સાચવેલી ગૂટિકા તેણે બહાર કાઢી તે ગૂટિકાના પ્રભાવથી રાજકુમારે યોગીનુ સ્વરૂપ ધારણ કર્યું, વિમલબોધ તેનો અનુયાયી થયો અને રત્નમાળા સાક્ષાત્ અપરાજિત કુમાર સરીખી બની રહી

ત્રણેય નિજ નિજને પન્થે પડ્યાં. યોગી અને અનુચર શ્રીપ્રભના રાજમંદિરમાં પહોંચ્યા. અપરાજિત જનાનંદપુરના રસ્તે સંચર્યો.

× × × ×

“ પ્રીતિમતી હું તમારી ક્ષમા ઇચ્છું છું. ” સિંહપુરના રાજમંદિરના શયનગૃહના એક પલંગ પર પડ્યાં પડ્યાં અપ-રાજિત કુમારે કહ્યું.

“ શા વિષયમાં ? ” ચકિત પ્રીતિમતીએ પૂછ્યું.

“ તમને પરણુનાર હું નહિ, પણ તમારી શોકય રત્ન-માળા છે. ” પ્રીતિમતી તરફથી અગ્નિવૃષ્ટિની આશા રાખતા કુમારે તેના મુખ પર કંઈક ડરતાં ડરતાં દૃષ્ટિ ઠેરવી ધીમેથી કહ્યું.

“હા–હા–હા.” પ્રીતિમતી ખડખડાટ હસી પડી. “તમે શું એમ માનો છો કે આ વાત હું અત્યારે જ જાણું છું.”

આશ્ચર્યચકિત કુમાર પ્રીતિમતીના હાસ્ય વર્ષાવતા મુખ સામે અવાક્પણે તાકી રહ્યો.

“ તમને ખબર નહિ હોય ” પ્રીતિમતીએ ચલાવ્યું. “ કે સ્વયંવર મંડપમાં કુમારના કંઠમાં માળા આરોપતી વખતે જ હું આ વાત જાણી ગઇ હતી. કુમાર અપરાજિ-તના વેશને આશ્રયે મને પરણવા આવનાર વ્યકિતમાં મને જીતવાની શકિત જોતાં કુમારની જ્ઞાનશકિતની પણ હું કંઈક કલ્પના તો કરી જ શકું. મુખની કોમળ રેખાઓ ને વાણીની મિઠાશ પરથી હું એ પણ સમજી હતી કે આ

કોઈક સ્રી છે, અને તે કુમાર અપરાજિતની અર્ધાંગના સિવાય બીજી કોઇ ન જ હોઈ શકે કુમારનો પ્રતિનિધિ માની મે તેના ગળામા માળા આરોપી જડ પ્રતિનિધિત્વ કરતા ચેતન પ્રતિનિધિત્વ શુ ખોટુ ?"

"પણ તમારે તો તે સમયે નૃપતિ સમુદાય સામે જિતશત્રુને સહાય આપી જનાનદપુરને બચાવી લે તેવા શકિતશાળી પુરૂષની જરૂરીઆત હતી ને ?" પ્રીતિમતીના વાણી-પ્રવાહમા બાથોડીઆ મારતા કુમારે કહ્યુ

"મનુષ્યની શક્તિનુ માપ કાઢતા મને આવડે છે. અને રત્નમાળાએ પાછળથી નૃપતિનો સિક્કો પચાવી પડેલા એ બાયલાઓને નસાડી મૂકી મારી તે પરીક્ષક શક્તિને પ્રમાણુ-પત્ર પણ આપ્યુ છે " હજુ કુમારને અલ્પતાનો અનુભવ કરાવતી પ્રીતિમતી બોલી

"તુ તો વદનીય શક્તિની પ્રતિમા લાગે છે !"

"તમારામા ન હોય તો લ્યો " કહી પ્રીતિમતીએ કુમાર સામે પોતાનુ કપાળ ધર્યું અસ્પર્શ્ય અભિમાનની અડગ પ્રતિમા મટી જઇ તે સ્નેહની લચકાતી કોમળ મૂર્તિ થઈ રહી હતી કુમારે તેને અકમા લીધી

બીજે દિવસે વિજળી પડે તેમ સિહપુરમા સમાચાર ફરી વળ્યા કે લાબા સમયથી પર્યટને ગયેલ રાજકુમાર અપરાજિત, મત્રીપુત્ર વિમલબોધ સાથે પાછો ફર્યો છે, સ્વરૂપવતી બે કન્યાઓ તે પરણી લાવ્યો છે, સુમદિરપુરના શ્રીપ્રભ નૃપતિને બચાવી

લઈ તેનું અર્ધું રાજ્ય ભેટ લઈ આવ્યો છે; ને નૃપતિ હરિણંદી કુમારને રાજ્યગાદી સોંપી નિવૃત્તિ સ્વીકારવાના છે.

ગામલોક ઉલટયું. કુમારને વિજયનાં અભિનંદન આપ્યાં, નૃપતિને તેઓ વંદન કરવા લાગ્યાં. નૃપતિએ તે સર્વના સહકાર સાથે અપરાજિતને રાજદંડ સોંપી નિવૃતિ લીધી. કુમાર પ્રજાનું પુત્રવત્ પાલન કરવા લાગ્યા.

જીવનની ઉત્તરાવસ્થાને તેણે પ્રવ્રજ્યાનાં પરમ પન્થથી ઉજવળ કરી.

પ્રજાને પુત્રવત્ લેખતા ને ધર્મને આત્માનો ઉજાસ માનતા નૃપતિના નિવૃત્તિમાર્ગને વર્ણવવો કે આત્મ-ઉદ્ધારને દોરવો તેમાં તે મહાપુરૂષોના પૂર્વજીવ વર્ણનને અન્યાય જ પહોંચે. તેની તો મૂક પ્રશંસા જ હોય.



# શંખકુમાર



પ્રજાની રક્ષા અને ઉન્નતિ તે કાળના નૃપતિઓનો પરમ ધર્મ હતો નૃપતિત્વની અંતિમ પળ સુધી તેઓ તે ધર્મનું જીવન સર્વસ્વના ભોગે પણ રક્ષણ કરતા દીન–દુખીને તેઓ સહાય કરતા, માનીઓનુ માન ઉતારતા, ધનિકોના ધનને સુમાર્ગે વહેવડાવવાની સલાહ આપતા. મુખથી નહિ પણ હૃદયથી રાષ્ટ્ર ઉન્નતિના પરમ માર્ગ સાચા સમાજવાદને તેઓ અપનાવી ચૂકયા હતા

હસ્તિનાપુરનો નૃપતિ શ્રીષેણ તેવા નૃપતિઓમાંનો એક હતો તેને શખકુમાર નામે પુત્ર હતો બને પ્રજાની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ માનતા, પ્રજા રક્ષણમા પોતાની આબરૂ માનતા, રાષ્ટ્રની ધર્મ, વ્યાપાર ને શક્તિ વિષયક ઉન્નતિને પોતાનુ લક્ષ્ય ગણતા તેમને જીવન હતું પણ પ્રજાને તે તેમણે વેચી નાખ્યું હતુ તેમના ચારિત્ર અને આત્મા પ્રજાને દોરતા, પ્રજા તેમના જીવનને દોરતી પરસ્પરના સહકારે સર્જાવેલ ભવ્યતા અને ઉન્નતિમા સર્વ રાજતા.

તે સમયની રાજ્યવ્યવસ્થામા ઇજારા પદ્ધતિને સ્થાન હતું, પણ તેનુ મૂળ પ્રજા પ્રત્યેની શુભ ભાવના પર રચાયું હતું

તે ઇજારા વ્યક્તિગત છતાં મર્યાદા બાંધીને અપાતા. ઇજારદાર મર્યાદા બહાર જતાં નૃપતિ તેનો તે હક્ક છીનવી લેતો. કોઇ કોઈ વધી ગયેલ ઇજારદાર નૃપતિની સામા થઈ, સ્વતંત્ર બની પ્રજાને ચૂસી લેવાની ભાવનામાં શસ્ત્ર સજતા, ને તે સમયે યુદ્ધનાં છમકલાં થતાં.

× × × ×

શ્રાવણ માસ હતો, વર્ષા ઋતુ વીતતી હતી, છતાં પાણીનું એક ટીપુંય ન્હોતું પડ્યું. લોકો આશાની દોરને આકાશ સાથે સાંધી ત્યાં મીટ માંડતાં પણ ત્યાં તો સૂર્યનાં તેજસ્વી કિરણો તે દોરને સળગાવી મૂકતાં. કોઇ કોઇ વખતે ચંદ્રસૂર્ય સાથે ખેલ ખેલતાં વાદળાં દેખાતાં, પણ તે તો માનવીની આશાને ચમકાવી તેની મશ્કરી કરવા પૂરતાં જ.

નૃપતિ દુઃખી થયો, કુમારનું હૃદય વલોવાઈ રહ્યું. કુદરત સામે મોરચા માંડવાનો સમય આવી પહોંચ્યો હતો. દીન–દુઃખીઓને તેમણે હાથમાં લીધાં, સુખીઓને ધર્મ સમજાવ્યો પણ સુખીઓ વેરે ને દુઃખીઓ ખાય તે તેમને અનુચિત લાગ્યું. તે દયા છતાં તેમાં તેમણે નીચતા નિહાળી, વર્ગવિગ્રહનાં તેમાં મૂળ ભાળ્યાં. સમસ્ત રાજ્યનું રાજ્ય, સમૂહ ને વ્યક્તિગત અનાજ તેમણે મેળવી લીધું અને તે અનાજદ્વારા સામુદાયિક ભોજનગૃહો ખોલી સર્વએ તેમાં જમવાનો તેમણે પન્થ સ્વીકાર્યો.

નૃપતિ ત્યાં જમતો, કુમાર ત્યાં જમતો. પ્રજા સાથેની પંક્તિમાં બેસી કરેલું ભોજન તેમને રાજમંદિરના ખર્ચાળ ભોજન કરતાંએ સ્વાદિષ્ટ લાગ્યું. જાગીરદારોને તેમણે આ પન્થ સ્વીકારવાની સલાહ આપી ને ખેડુતોનાં મહેસુલ માફ

કરી તેમને સહાય આપવાની તેમના સ્વામીઓને આજ્ઞા ફરમાવી સર્વેએ નૃપતિની આજ્ઞાને માન્ય રાખી, પણ એક જાગીરદાર વિરૂદ્ધ પડ્યો.

ચંદ્ર પર્વતની તલેટીમાં તે રહેતો. સમરકેતુ તેનું નામ હતુ. તેના પિતા વિશ્વજીતની બુદ્ધિ, શક્તિ ને વિશ્વાસપરાયણતા પર મોહિત થઇ નૃપતિએ તેને ચંદ્ર પર્વતની તલેટીની જાગીરદારી સોંપી હતી આવકનો દશમો ભાગ નૃપતિને ખંડણી તરીકે આપવો પડતો. દુષ્કાળના સમયે નૃપતિ ખંડણી માફ કરતો જાગીરદારની પ્રજા નૃપતિના રાજ્યની પ્રજા જેટલા જ હક્ક ભોગવી શકતી વિશ્વજીતે તે સર્વને આધીન રહી નૃપતિ અને પ્રજાનો પ્રેમ જીતી બંનેની સેવા બજાવી હતી, પણ તેનો પુત્ર વિશ્વાસઘાતી નીવડયો

તેણે પ્રજાની અણજાણમા શસ્ત્રો સજ્યા, સૈન્યને એકત્ર કર્યું ને શ્રીષેણથી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાને તેની સાથે સમયાનુકૂળ યુદ્ધની તે રાહ જોઇ રહ્યો દુષ્કાળના સમયમાં નૃપતિની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવામાં તેને પોતાનો વિજય જણાયો વિજયમાળાના તે મણકા પરોવવા લાગ્યો.

હસ્તિનાપુર દૂર હતુ. તેનો સ્વામી પ્રજાસેવામા તન્મય હતો. તેની ધારણા પ્રમાણે નૃપતિએ સૈન્યને વિખેરી નાખ્યું હતું અને આવા દુષ્કાળના સમયમા સૈન્ય એકત્ર કરી ચંદ્ર પર્વત સુધી તેના આવી પહોંચવાનો સંભવ નહોતો. આવવાનો તે પ્રયત્ન કરે તો પણ પાણી અને અનાજનો અભાવ તેને અટકાવે તેમ હતો. તેમાથી પણ તે બચીને કદાચ

આવી પહોંચે તો પાસે ચંદ્ર પર્વતની ટેકરીઓ ઉભી હતી અને તે ટેકરીઓ પાછળ સંતાયેલ પોતાના સૈન્યના ત્વરિત ધસારાથી તે નૃપતિને હરાવી હસ્તિનાપુરનું સામ્રાજ્ય હાથ કરવાનો તેને અવસર મળે તેમ હતું. ન આવે તો તે સ્વતંત્ર રાજા હતો, પણ તે આવે તેમાં તેને અલ્પ જોખમને સાટે મહાલાભનો સંભવ હતો. શ્રીષેણુ પોતાને હરાવવાને આવે તેવા તે પ્રયત્ન કરવા લાગ્યો.

નૃપતિની મ્હેસુલ માફ કરવા સંબંધીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી તે ખેડુતોને રંજાડવા લાગ્યો. ખેડુતોને શ્રીષેણુનો સંદેશ પહોંચી ચૂક્યો હતો. સમરકેતુનું તે સંદેશ વિરૂદ્ધ વર્તન જોઇ નૃપતિ પાસે ન્યાય માગવાને તેમણે હસ્તિનાપુરનો રસ્તો લીધો. સમરકેતુએ તેમને જવા દીધાં અને ભાવી સામ્રાજ્યના સ્વપ્નમાં તે ગરકાવ થયો.

પણ તેની ધારણા ખોટી હતી. શ્રીષેણુ એક સામાન્ય નૃપતિ નહિ પણ મહા રાજનીતિજ્ઞ રાજ્યકર્તા ને કુશળ સેનાપતિ હતો. કોઈ કોઈ જાગીરદારોની જાગીરો પચાવી પાડવાની ભાવનાથી તે જ્ઞાત હતો, પણ બીજા ઉત્કૃષ્ટ માર્ગને અભાવે તેણે આ વ્યવસ્થા સ્વીકારી હતી; છતાં જાગીરદારો જાગીર પચાવી પાડવાનો પ્રયત્ન કરે તો તેને માટે તે સૈન્ય ને પ્રજાનો સ્થાયી સહકાર તૈયાર જ રાખતો.

મનુષ્યની વ્યક્તિગત મહેચ્છા સામાન્ય રીતે સમૂહગત કે રાષ્ટ્રીય મહેચ્છા કરતાં હંમેશાં પ્રબળ હોય છે. તે મહેચ્છાના સિંહાસન પર બેઠો બેઠો તે અશક્ય કાર્યોની સફળતાનાં સ્વપ્નો ને ભાવના સેવે છે, તેને કર્તવ્યમાં પણ મૂકે

છે અને એ રીતે અસ્પષ્ટ નીતિથી તે રાષ્ટ્રીય ઉન્નતિનો સાધક બને છે વ્યક્તિ એ રાષ્ટ્રનો એક અંશ છે અને વસ્તુના અંશોની ઉન્નતિ વસ્તુ સમસ્તની ઉન્નતિમા પરિણમે છે, પણ તે વસ્તુનો શાસક–તેનો સ્વામી અને વ્યવસ્થાપક શક્તિમાન જોઇએ, નહિંતર અંશોની ઉન્નતિ પરસ્પર અથડાઇને નિષ્ફળ બને

હસ્તિનાપુરનો શાસક, સ્વામી ને વ્યવસ્થાપક શ્રીષેણુ શક્તિશાળી રાજનીતિજ્ઞ હતો અર્ધ રાજ્ય તેણે જાગીરદારોને વ્યક્તિગત રીતે વ્હેચી આપ્યુ હતુ, પણ તે સર્વ પર જાગીરદારોની દૃષ્ટિએ કંઇક કંઇક અને પોતાની દૃષ્ટિએ તેની સંપૂર્ણ સત્તા હતી જાગીરદારો જાગીરને પોતાની જ માની તેની ઉન્નતિમા રચ્યાપચ્યા રહેતા અને શ્રીષેણુ તેમની તે માન્યતાની આડે આવવાનો પ્રયત્ન કરતો નહી પણ જો કોઇ જાગીરદાર તેને ખરેખર તેમ માની પોતાના તરીકે તેનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરતો કે નૃપતિથી સ્વતંત્ર થવાની ઇચ્છા કરતો, તો નૃપતિ તેને પોતાની નીતિ સમજાવી દેતો–તેની જાગીર છીનવી લેતો યુવરાજ શંખકુમાર નૃપતિની આ નીતિ અને યુદ્ધકૌશલ્યતાનો સ્વામી હતો

સમરકેતુની પ્રજાનો પોકાર કાને આવતા નૃપતિએ ઉદ્ધતાઈ પ્રત્યે અસ્પષ્ટ સ્મિત ફરકાવી સ્પષ્ટ ક્રોધ દર્શાવ્યો કુમાર તે સમજ્યો ને ચંદ્ર પર્વત સુધી પહોચી સમરકેતુને હંગાવવા સુધીની સર્વ તૈયારી કરી સૈન્ય સાથે તે નીકળી પડ્યો.

ચંદ્ર પર્વતને સ્પર્શતી જમીન પર પથરાયેલી ગિરિમાળાઓ રમ્ય, અદ્ભુત ને આટીઘુટીવાળી હતી સામાન્ય મનુષ્ય તો ત્યા

ભયનો મારો ફાટી જ પડે. તલેટીથી પાંચ-પાંચ માઇલ સુધી તે નાની નાની ટેકરીઓમાં પથરાયેલી પડી હતી, ને તે ટેકરીઓને કોતરી વનપશુઓ ત્યાં મોજ કરતાં. કવચિત્ કવચિત્ તેઓ બહાર પણ નીકળતાં અને તે સમયે આવી પહોંચેલ માનવીને ઝડપી લઈ અદ્રશ્ય થઈ જતાં. શિકારી માનવીઓ અને પલ્લીપતિઓનું તે પરમ નિવાસસ્થાન હતું.

હસ્તિનાપુરની દિશામાં તે પથરાયેલી પડી હતી અને તેથી તલેટીના નાયકને તે દિશામાંથી આવતા ભય સામે તે કિલ્લા સમાન થઇ પડતી. નાયકના વિરોધીઓ જો ટેકરીઓને બાજુએ મૂકી સામી દિશાએથી આવી પહોંચતા તો નાયક પોતાના સાગરિતો સાથે તે ટેકરીઓમાં અથવા તો તેની પાછળ નાસી જતો અને તે રીતે દુશ્મનોને હંફાવતો.

હસ્તિનાપુરનો નૃપતિ આ સ્થળની અગત્યતાથી જ્ઞાત હતો, પણ વિશ્વજિતના વિશ્વાસને જ તેણે તે સ્થાન સોંપ્યું હતું. તેનો પુત્ર તામસી વલણનો જણાતાં નૃપતિએ છુપી રીતે તે સ્થાન છીનવી લેવાની પેરવી કરવા માંડી; પણ તેમાં તે નિષ્ફળ ગયો. આંતરિક અગ્નિ કોઇક સમયે ફાટી નીકળશે તે તે જાણતો હતો અને તે માટે જ તે પ્રજાનો સહકાર ને સૈન્ય સજ્જ રાખતો. તે અગ્નિ આંતરિક મટી બાહ્ય સ્વરૂપમાં પ્રગટતાં, સમરકેતુએ નૃપતિની આજ્ઞાનું સ્પષ્ટ રીતે ઉલ્લંઘન કરતાં યુવરાજ શંખકુમારને તેણે મોકલ્યો હતો. આમ શંખકુમારનું સમરકેતુની સામે જવું આકસ્માતિક નહિ પણ કલ્પેલા પ્રસંગનું કર્તવ્યમાં પરિણમન જ હતું.

શંખકુમાર તેજસ્વી લડવૈયો, બુદ્ધિમાન, રાજનીતિજ્ઞ

અને કુશળ સેનાપતિ હતો તેનુ વ્યક્તિત્વ અપ્રતિમ, દૈવી અને નિરાળું હતું માનવદૃષ્ટિએ પ્રથમ તે સામાન્ય અને વેરાળો લાગતો પણ તેને સોંપેલ કર્તવ્ય અદ્ભુત પરિણામમા પરિણમતા તે ઇન્દ્ર કે ઇશ્વરનો અવતાર મનાતો નૃપતિ શ્રીષેણ તેના વ્યક્તિત્વને સમજી ગયો હતો અને તે વ્યક્તિત્વને કયુ કાર્ય કઇ રીતે સોપવુ તે તે સમજતો

સમરકેતુ પણ શ્રીષેણ અને શખકુમારની બુદ્ધિનો પરચો અનુભવી ચૂકયો હતો, અને તેથી કુમાર સૈન્ય સાથે આવી પહોચે તો નિજ દૃષ્ટિએ તેને પહોચી વળવાની સર્વ તૈયારીઓ તે કરી રહ્યો હતો કુમારની બુદ્ધિ પરથી તે એટલુ તો સમજી શકયો હતો કે કુમાર પોતાને તલેટીમા રહ્યાં રહ્યા નિરાંતે યુદ્ધ કરવા દે તેમ તો ન્હોતો જ.

અર્ધ સૈન્યને તેણે ટેકરીઓના છુપા સ્થાનોમા ગોઠવ્યું અને પોતે અર્ધ સૈન્ય ને સાગરિત પ્રજા સાથે સ પૂર્ણ સાધનો સહિત ટેકરીઓને ઓળંગી સામી દિશાએ જઈ પહોચ્યો. આમ કરવામા તેનો ઈરાદો કુમાર સીધી દિશાએ આવી પહોચે તો ટેકરીઓને પાછળ રાખી અર્ધ સૈન્ય સાથે કુમાર પર તુટી પડવાનો અને ટેકરીઓમા સતાયેલ સૈન્યને આડ રસ્તે કુમારની પાછળ મોકલી તેને ગભરાવવાનો હતો જો કુમારનુ સૈન્ય વિજયી થતુ લાગે તો પોતે સૈન્ય સાથે ટેકરીઓમા સતાઈ જઇ શકે તેવી તેણે વ્યવસ્થા પણ કરી હતી. અને જો કુમાર ટેકરીઓને બાજુ પર મૂકી તેની સામી દિશાએથી તળેટીમાં આવી પહોચે તો પોતે તેની પાછળ જઇ

અટકાવતું હતું. જીવનને હોમી નાંખવાની તે તૈયારીમાં હતું. કુમારે તેને તેમ કરતાં અટકાવવાનો નિશ્ચય કર્યો.

મૃત્યુને ભેટવા ચાલ્યા જતા એકલ સમરકેતુનો તેણે પીછો પકડયો અને ગિરિમાળાઓના મધ્ય ક્ષેત્રમાં સ્વમાની પુરુષ જ્યારે આપઘાતની અણી પર આવ્યો ત્યારે તે બોલ્યો: "સમરકેતુ, જીવનનો અન્ત આણવામાં સ્વમાનનું રક્ષણ નહિ પણ ભિરૂતાનું સામ્રાજ્ય છે. સ્વમાન તો કરેલા ભૂલના સ્વીકારમાં શોભે છે."

સમરકેતુએ કુમારને જોયો અને તેનું ગર્વમિશ્રિત સ્વમાન શુદ્ધ સ્વરૂપમાં પ્રગટી નીકળ્યું. કુમારની ક્ષમા ઇચ્છી નિવૃત્તિ ધર્મની તેણે આજ્ઞા માગી. કુમાર બોલ્યો:

"ભાઇ, પાછા પડવામાં સાચી શાંતિ નથી, પણ જે વસ્તુ અર્થે પશ્ચાત્તાપ થતો હોય તે વસ્તુને શુદ્ધ સ્વરૂપે સ્વીકારી તેનો બદલો વાળવામાં જીવન-શાંતિ છે. તે શાંતિને તું અપનાવ. તૃપ્તિ, ત્યાગ કે વૈરાગ્ય ભાવનાના પ્રાગટ્યને સાચી નિવૃત્તિ અનુસરે છે. ભૂલનો બદલો નિવૃત્તિથી નથી વળતો. સાચી નિવૃત્તિથી જ્યારે તું રંગાઇશ ત્યારે તારા પુત્રને જાગીર સોંપી હું તે નિવૃતિનો મહોત્સવ ઉજવીશ. અત્યારે તો કર્તવ્ય પન્થમાં ઝૂકી પડ."

કુમારની સલાહને અનુસરી સમરકેતુએ જાગીર સંભાળી લીધી, ને સૈન્ય સાથે જ્યારે કુમાર પાછો ફર્યો ત્યારે તેને ભાવભીની વિદાય અર્પતાં તેની આંખમાંથી આંસુ સરતાં હતાં.

× × ×

" બ્હેન તું કોણ છે ? અને મધ્યરાત્રે આ ઘોર અરણ્યમાં એકલી રૂદન શાને કરે છે ? શું કોઇ દુષ્ટે તને ફસાવવાનો પ્રયત્ન કર્યો છે ? કહે, કહે. મને તરતજ કહે હું તારો ઉદ્ધાર કરીશ " એક આધેડ વયની સ્ત્રીને અરણ્યમાં મધ્યરાત્રે એકલી રૂદન કરતા જોઇ ઉશ્કેરાયેલ કુમારે પૂછ્યું

ચંદ્ર પર્વત ત્યજી ત્વરાથી હસ્તિનાપુર તરફ સૈન્ય સાથે પ્રયાણ કરતો શંખકુમાર આજ રાત્રે આ અરણ્યમાં આવી પહોંચ્યો હતો, અને સૈન્યને આશ્રય લેવાનું કહી મધ્ય રાત્રિની ઘોર ભવ્યતાને નિહાળતો તે આમથી તેમ ઘૂમતો હતો એટલામાં તેને દૂરથી એક સ્ત્રીનું કરૂણ રૂદન સંભળાયું અને સ્વરવેધી દિશામાં તે ત્વરાથી ચાલવા લાગ્યો બે-પાંચ પળને અન્તે તે આ સ્ત્રી પાસે આવી પહોંચ્યો હતો

" ઓ યુવક ! " ઘોર અરણ્યમાં પણ દિલાસો આપનાર તેજસ્વી માનવીને જોતા આંસુઓને પળભર અટકાવી તે સ્ત્રી બોલવા લાગી " અંગદેશમાં ચંપા નામે એક નગરી છે તે નગરી ને રાષ્ટ્રના શક્તિમાન નૃપતિ જીતારિરાજની કુંવરી, યશોમતિની હું ધાવમાતા છું તે યશોમતિએ એક સમયે હસ્તિનાપુરના યુવરાજ શંખકુમારની સૌન્દર્ય ને શક્તિ ઝરતી પ્રતિમૂર્તિ જોઇ ને કામબાણોએ તેને વીંધી નાખી શંખકુમાર સાથે તેણે હૃદય લગ્ન કર્યા, પણ તેનું સ્વરૂપ ઉન્માદક હતું અપ્સરાને શરમાવતું તેનું લાલિત્ય ભલભલા યોગીઓને પણ આંજી નાખતું વિદ્યાધરપતિ મણિશેખરે તે સ્વરૂપ જોયું ને તે વીંધાયો સૌન્દર્યની પ્રતિમા પાસે તેણે લગ્નની માગણી કરી, પણ પ્રતિમાએ તો તેને તિરસ્કારી હાસ્ય વેર્યું વિદ્યા-

અરપતિ વિકર્યો” પળભર તે અટકી. કુમાર સામે જોયું ને લાંબો નિશ્વાસ મૂક્યો. આંખમાંથી બે–પાંચ આંસુઓને સરવા દઇ પાછી તે બોલી : “આજે રાત્રે તે વિદ્યાધરે યશોમતિનું હરણ કર્યું. હું યશોમતિના પગને વળગી પડી, પણ મને અહીં પછાડી, તેને લઇ તે વિમાનમાર્ગે ચાલતો થયો. મારી વ્હાલી પુત્રીની શી સ્થિતિ હશે ? મણિશેખર પાસે ધન છે, ધાન્ય છે, સૈન્ય છે, વિદ્યાઓ છે. હું તેને શે પહોંચું ? ને જીતારિ નૃપતિને સમાચાર પહોંચાડું, તો પણ તે શું કરી શકે ? દીપકમાં હોમાતા પતંગીઆ સરીખી જ તેની સ્થિતિ થઈ જાય ને ? શંખકુમાર મળે તો કહેજો કે હું અહીં પ્રાણ ત્યજીશ, યશોમતિ વિદ્યાધરપતિને બારણે પ્રાણ ત્યજશે. ભાઇ હૃદયભાર હળવો કરવાને હું તને આ સંભળાવું છું, નહિ તો તેથી તને કે મને શો લાભ ?” પાછી તે રડી પડી. સ્વજનને જોતાં માનવીની આંખમાંથી આંસુઓ ખળખળ વહી જાય, આંસુઓ વહી જતાં શુષ્ક આંખો ને રડતા મુખમાંથી વૃત્તાંતની ધારા છુટે, ને વૃત્તાંત પૂર્ણ થતાં ઠલવાયેલ હૃદય બેહોશ થઇ પટકાઇ પડે તેવી તેની સ્થિતિ થઇ રહી.

કુમારે તેને ભાનમાં આણી. પોતે શંખકુમાર છે તે તેણે છુપાવ્યું, પણ યશોમતિને તે ચોક્કસ બચાવશે એવી તેણે ધાવમાતાને ખાત્રી આપી. ધાવ તેનાં ચરણોને વારંવાર ચુમવા લાગી. તેનું હૃદય શંખકુમારની સહાયક વાણીથી પાછું ભરાઇ ગયું હતું.

કુમાર તેને તંબુમાં લઈ ગયો. તિમિરને ભેદતા સેનાપતિના ભવ્ય તંબુને જોઈ ધાવ આભી બની. આ કોણ રાજવી હશે ?

તે વિચાર કરવા લાગી કુમારના મુખ પર તેણે વારવાર દૃષ્ટિકિરણ ફેંકયા, ને યશોમતિ પાસે જોયેલી શંખકુમારની પ્રતિમૂર્તિ તેની ચક્ષુઓમા ચોટી ગઇ કુમારને તેણે ઓળખ્યો પણ તે ઓળખને જણાવી દેવાની તીવ્ર લાગણીને તેણે હૃદય-બળથી દબાવી દીધી

કુમાર કર્તવ્યસૃષ્ટિનુ વિચામગ્ન મન અને નયનથી નિરીક્ષણ કરવા બેઠો આ પરિસ્થિતિમા પોતાનો ધર્મ શો ? હસ્તિનાપુર ચાલ્યા જવુ કે મણિશેખરની શોધ કરવી ? શોધ કરતા દુષ્કાળની જ્વાળા સૈન્યને ભરખી જાય તો? પણ મણિશેખર પાસે ધન, ધાન્ય ને વિદ્યાઓ છે તે તેણે સાભળ્યુ હતુ પોતે મણિશેખરને હરાવે તો ? ધન મળે, ધાન્ય મળે, પીડાતી પ્રજાનુ સંરક્ષણ થાય, યશોમતિ બચી જાય પણ સૈન્યને તો ન જ હોમવુ નિષ્ફળતા મળે તો સાથે જ સૈન્યને હોમવાની કાળી ટીલી સ્વીકારવાને તે તૈયાર ન્હોતો. છેવટ તેણે અંગરક્ષકો અને ખાસ સૈનિકો સિવાયના સૈન્યને ધાવમાતા સહિત હસ્તિનાપુર મોકલી દેવાનો અને બાકીનાઓ સાથે પોતે મણિશેખરની શોધમા જઇ તેને હરાવવાનો નિશ્ચય કર્યો

બીજા દિવસના બાલસૂર્યના કિરણો અરણ્યની ઘટાઓને વીધે તે પહેલા તો સૈન્ય ને કુમાર તે અરણ્યને વીંધી ચાલ્યા ગયા અરણ્ય વીંધી રહેતા તેઓ રાજમાર્ગ પાસે આવી પહોચ્યા ને ત્યા ઉભા ઉભા કુમારે સૈન્ય ને ઉપનાયકોને ભાવિ પન્થ સમજાવ્યો. સૈન્યે કુમાર સાથે આવવાની ઇચ્છા દર્શાવી પણ કુમારે તેમને સ્નેહથી તેમનું અને પોતાનું કર્તવ્ય સમજાવ્યુ. આસુના એક એક ટીપાથી પૃથ્વીને ધોતું

સૈન્ય હસ્તિનાપુરને માર્ગે ચાલ્યું. કુમારે પચીશેક અંગરક્ષકો સાથે વૈતાઢ્યગિરિનો રસ્તો લીધો.

વૈતાઢ્યગિરિની ભવ્ય ને રમણીય ભૂમિમાં વિદ્યાધરોનું નિવાસસ્થાન હતું. સેંકડો માઇલ પહોળો તે પર્વત પથરાયેલો પડ્યો હતો અને તે પર્વતને ચાર મુખ્ય ભાગોમાં અને તે ભાગોને અનેક વિભાગોમાં વ્હેંચી નાંખી વિદ્યાધરોની ટોળીઓ ત્યાં વાસ કરતી. ચાર ભાગ ચાર દિશાના સ્વર્ગ શા શોભતા અને દરેક વિભાગોને તેમણે અમરાવતી શા શણગાર્યા હતા. ભાગોનો શાસક નૃપતિ કહેવાતો, વિભાગોનો ઉપરી નાયક કહેવાતો. નાયકો તે તે વિભાગના ઉપરીનું શાસન સ્વીકારતા પણ નૃપતિઓ એક એકથી સ્વતંત્ર રહેતા. કોઈ કાળે એકાદ તેજસ્વી નૃપતિ બીજા નૃપતિઓ પાસે પોતાનું શાસન સ્વીકારાવતો અને તે વિદ્યાધરસમ્રાટ બનતો. મનુષ્યો સાથે તેઓ ઓછા પરિચયમાં આવતા.

મણિશેખર વિદ્યાધરભૂમિના પૂર્વ ભાગનો સ્વતંત્ર નૃપતિ હતો. કુમારના માનવા પ્રમાણે તે પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો હોવો જોઈએ પણ તેણે તેમ ન કરી કુમારને વિજય અને સમયની સાનુકૂળતા કરી આપી. પોતાની શકિતઓ પર તે મુસ્તાક હતો. યશોમતિ સાથે સીધા પોતાના રાજ્યમાં ન ચાલ્યા જતાં તે વચ્ચેની એક પર્વતશ્રેણીમાં થોભ્યો અને યશોમતિની શોધમાં આવતાં જીતારિ કે શંખકુમારનો વિનાશ કરી યશોમતિને પરણી શાંતિથી પોતાના રાજ્યમાં જવાનો તેણે નિશ્ચય કર્યો. આમ કરવામાં તેનો હેતુ વિદ્યા-

પ્રર સમાજને પોતાના પાપી અને વિનાશક કાર્યોથી વિમુખ રાખવાનો હતો

કુમાર પર્વતશ્રેણી પાસે આવી પહોચતા બન્નેએ પરસ્પરને જોયા અને સિંહની જેમ બન્ને ત્રાડૂકયા કુમારે મણિશેખરને યશોમતિ પાછી સોંપવાને સમજાવ્યો પણ મણિશેખરે તો તેને હાસ્યમા ઉડાવી તેની સાથે પ્રપંચ આદર્યા. કુમાર વિપૂર્યો તેણે દ્વંદ્વયુદ્ધની માગણી કરી મણિશેખરે તે સ્વીકારી દ્વંદ્વયુદ્ધ સિવાય તેના અંગરક્ષકો ને ખાસ સૈનિકો સહ તેને જીતવાની આશા–વિદ્યાધરપતિને માટે પણ શકય ન્હોતી

બન્ને એક એકની સામે આવ્યા બન્નેમા તેજ હતુ, બુદ્ધિ હતી,-વીર્ય હતું બન્ને યુદ્ધકૌશલ્ય પરિપૂર્ણ હતા. બન્નેએ સેનાઓ દોરી હતી એક માનવપતિ હતો, બીજો વિદ્યાધરપતિ હતો એક સૌન્દર્યવતી કુમારીના સ્વત્વ માટે લડતો હતો, બીજો તે સ્વત્વ છીનવી લેવાને લડતો હતો

મધ્યાન્હનો તપ્ત સૂર્ય અસ્તાચળે પહોંચતા વિદ્યાધરની શક્તિઓ મારી જતી જણાઇ તેની વિદ્યાઓ કુમારના ચારિત્રબળ સાથે અથડાઇને પાછી પડી. તેની શક્તિ કુમારના વજ્રદેહ પર અસર કરવાને અશક્ત નીવડી સૂર્ય અદૃશ્ય થતા વિદ્યાધરની સર્વ શક્તિઓ અદૃશ્ય થઇ તે હાર્યો કુમારને યશોમતિ સોંપી સેવક સરીખા વિનયથી તે તેની સામે ઉભો રહ્યો

તે કાળે કપટીમા કપટી માણસ યુદ્ધકલા કે ક્ષેત્રના સર્વ-

માન્ય નિયમો સાચવતો. તે ગમે તેવો કપટી હોય, ગમે તેવો લુચ્ચો હોય પણ યુદ્ધ કે દ્વંદ્વયુદ્ધમાં તો તે નિયમ-શીલ જ થઇ રહેતો. યુદ્ધ પૂર્ણ થતાં હાર્યો માનવી વિજયીને નમી પડતો, વિજયી તે નમનનો સાચો પ્રત્યુત્તર આપતો. હારેલો સ્વમાનના ગર્વમાં દેહ ત્યજતો તો વિજયી તેના પુત્રને તેનું સ્થાન અર્પતો.

કુમારે મણિશેખરના નમનનો સ્વીકાર કરી પોતાને હાથે તેને ઉભો કર્યો. મણિશેખર કૃતકૃત્ય થયો અને કુમાર પાસે તેણે સેવાની આજ્ઞા માગી. કુમારે તેનાં ધન–ધાન્ય ને વિદ્યા-શક્તિને હસ્તિનાપુરની દુષ્કાળથી પીડાતી પ્રજાના ઉદ્ધારમાં વાપરી યશોમતિ પ્રત્યેના અવિનયને ધોઇ નાંખવાનું સૂચન કર્યું. મણિશેખર રાજી થયો. કુમારને ઉત્કૃષ્ટતા અર્પવાને તેણે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી નાંખી ને તેનાં સગાં-સ્નેહીઓને કુમારની દિવ્યતાનાં દર્શન કરાવવાને તે પર્વતશ્રેણી પર તેમને વિમાનમાં લઇ આવ્યો. વિદ્યાધરવર્ગે કુમારને ઇન્દ્ર શું સ્થાન અર્પ્યું ને શ્રીષેણ, જીતારિ સવ સ્તબ્ધ બની જોઇ રહ્યા.

પ્રજાને કુદરતના કોપ સામે સંપૂર્ણ રક્ષણ મળ્યું, મણિ-શેખરને ચારિત્ર–ડાઘ ધોવાને દિવ્ય જળ મળ્યું, જીતારિને પુત્રી પાછી મળી, ધાવને જીવન મળ્યું, શ્રીષેણને પુત્રવધૂ મળી; ને કુમારને—ચારિત્રની ભવ્યતા સાંપડી, પ્રજાનો સ્નેહ મળ્યો, સૌન્દર્યવતી લલના મળી, વિદ્યાધરોનું પ્રભુત્વ મળ્યું, જીવનનું નવબિન્દુ મળ્યું. સર્વેએ પર્વતશ્રેણી પર તેનો લગ્નોત્સવ ઉજવ્યો.